# પ્રાસ્તાવિક બોધ.

કીમત રૂ. ૦-૮-૦

૪૯૫૯

# PRASTAVIK BODH.

BY

**Manilal Dalpatram Patel**

" A Child, more than all other gifts
That earth can offer to diclining man,
Brings hope with it & forward looking thoughts."

WORDS WORTH.



AHMEDABAD.

Printed at the " Gujarat Gazette " Press.



*1892*

Price–Eight Annas.

૪૯૫૫

# પ્રાસ્તાવિક બોધ.

રચી પ્રસિદ્ધ કર્તા

મણીલાલ દલપતરામ પટેલ.



અમદાવાદ

"ગુજરાત ગેઝેટ" પ્રેસ.



કીમત રૂ. ૦-૮-૦

છીંટના સુંદર પુંઠાવાળીની કીમત રૂ. ૦-૧૨-૦

# અર્પણપત્રિકા.

---

## ગુર્જર કવીશ્વર શ્રી દલપતરામ ડાહ્યાભાઈ સી. આઈ. ઈ.

મુ. અમદાવાદ.

આપ નામદારે તન અને મનથી ગુર્જર ભાષાને ખીલવવા અને ગુર્જર
પ્રજાને સુધારવા માટે આજદિન સુધી અતિશય શ્રમ લીધો છે. અને
ઘણે દરજ્જે એ કાર્યમાં રૂડો યશ મેળવ્યો છે. તેમજ ગુજરાત
વર્નાક્યુલર સોસાઈટી જેવી ગુર્જર વિદ્યાને ઉત્તેજન આપનારી
અને અપ્રસિદ્ધ ગુર્જર પુસ્તકોનો ઉદ્ધાર કરનારી ઘણીજ
ઉપયોગી મંડળીનું સ્થાપન કરાવી તેને ઘણાજ સારા
પાયા ઉપર આણી આજે તેનાં સારાં ફળ ગુર્જર
પ્રજાને ચખાડનાર પણ આપ છો. તેમજ સંસાર
સુધારાનાં અનેક પુસ્તકો પ્રકટ કરી ગુર્જર
પ્રજાની અપૂર્વ સેવા બજાવી છે એ કારણથી
નામદાર કયસરેહિન્દની સરકારે આપને
સી.આઈ. ઈ. નો ઘણોજ માનવંતો
કિતાબ બક્ષ્યો છે. આ સઘળાં આ-
પનાં પારમાર્થિક કાર્યને લીધે
આપના તરફ મારૂં મન
આકર્ષાયાથી આ લઘુ
પુસ્તક હું આપનેજ
અર્પણ કરૂં છું તે
સ્વીકારી મને
કૃતાર્થ
કરશો.

હું છું,

ધોળકા ( વિરાટનગર. ) આપનો શેવક.

**મણીલાલ દલપતરામ.**

---

# પ્રસ્તાવના.

આ ક્ષણભંગુર દુનિયામાં ધર્મ અને નીતિ સાથે ફતેહ તથા માન મર્તબો મેળવવાને માટે દરેક મનુષ્યે શી રીતે વર્તવું જોઇએ, તે બાબત વખતો વખત તેમને સૂચનાઓ આપે એવા શિક્ષકોની ઘણી જરૂર છે. અને તેવા શિક્ષકોનું કામ પ્રાચીન વખતમાં ઘણું કરી આપણા રૂડા ધર્માચાર્યો સંપૂર્ણ રીતે બજાવતા. પરંતુ કાળે કરી જેમ જેમ વિદ્યા અને ધર્મની દિવસે દિવસે ક્ષીણતા થતી ગઇ, તેમ તેમ ક્રમે ક્રમે થતા આચાર્યો પણ પોતાની ફરજ બજાવવામાં પછાત પડતા ગયા. એટલે એવા ઉપદેશક શિક્ષકોની ઘણીજ ખામી પડતી ગઇ. હવે એ ખામી પુરવાને માટે, બચ્ચાંઓને ફક્ત તેમના માબાપ અને જ્યેષ્ટ ભાઇ ઉપર, અને મોટાઓને પોતાના સુજ્ઞ મિત્ર ઉપર આધાર રહ્યો છે. પરંતુ હાલના વખતમાં આપણી ગુર્જર પ્રજા ઘણી કેળવણીહીન છે, એટલે ભાગ્યેજ સેંકડે બેચાર બચ્ચાંઓને પોતાના માબાપ કે વડીલ ભાઇ તરફથી, અને વડાઓને પોતાના મિત્ર તરફથી રૂડો ઉપદેશ મળતો હોય. આવાં કારણોથી હાલની પ્રજા પોતાના વ્યવહારિક કૃત્યોમાં વારંવાર ઠોકરો ખાય છે, અને નીતિથી ભ્રષ્ટ થાય છે. માટે આ વખતમાં તેમને સુજ્ઞ સલાહકારની ઘણી જરૂર છે અને તે જરૂર પુરી પાડવાનું સાધન પુસ્તકદ્વારા સિવાય હાલમાં બીજું કાંઈ બની શકે તેમ નથી. આમ સમજી આ નાનકડું પુસ્તક મેં પ્રકટ કર્યું છે. એમાં જે જે વિષયો

દાખલ કર્યા છે, તે તે વિષયો દુંકાણમાં અને અનુભવ સિદ્ધ છે. કોઈ પણ મનઃકલ્પિત નથી. આ પુસ્તક દરેક બાળક યુવાન કે વૃદ્ધ મનુષ્યને વાંચીને મનન કરવા યોગ્ય છે એમ જણાશે. એનું મનન કરવાથી મન શુદ્ધ અને પવિત્ર થઈ શકશે. અનીતિને અનાચારના દૂર્ગુણ નાશ પામશે. આખી જીંદગીમાં ઘણા અનુભવી માણસોના સમાગમથી જેટલો અનુભવ ન મેળવાય તેટલો અનુભવ આ નાનકડા પુસ્તકમાં સમાવવા યત્ન થયો છે એમ જણાશે. આ પુસ્તક રચ્યા બાદ તેમાં કાંઇ દોષ હોય તે સુધારવાને તથા આ પુસ્તક પબ્લિકના (લોકના) મોં આગળ મૂકવાને પાત્ર છે કે નહીં, તે જાણવાને ગુર્જરના પ્રૌઢ વયના ને પ્રૌઢ બુદ્ધિના કવિરાજ દલપતરામ ડાહ્યાભાઇ સી. આઇ. ઇ. તથા બીજા કેટલાક વિદ્વાનોને વંચાવતાં તેઓના અભિપ્રાય સારા આવવાથી મેં આ પુસ્તક બહાર પાડવાનો વિચાર કર્યો.

આ પુસ્તક રચવામાં મેં મારા જાત અનુભવ સાથે કેટલાંક ઇંગ્રેજી પુસ્તકોની મદદ લીધી છે, અને આ મારા નાનકડા પુસ્તકની કદર મારા ગુર્જરભાઇઓ જાણે, અને તેનો ખરો લાભ લે, તેને માટે તેની કીંમત પણ યોગ્ય રીતે રાખેલી છે, કે જેથી ગરીબ મનુષ્યને પણ તેનો સારો લાભ મળી શકે. આ પુસ્તકમાં મારાથી કાંઈ દોષ થએલો માલમ પડે તો તેને માટે સુજ્ઞ વાંચનાર દર ગુજર કરશો. અને મને તે બાબત ઘટિત સૂચના આપશો.

તા. ૨૭–૧૧–૯૧.

વિશેષ આ પુસ્તક પ્રસિદ્ધ કરતાં પહેલાં મને અમદાવાદ જીલ્લાના મહેરબાન કલેકટર સી. ઈ. ફ્રેસ્ટ સાહેબ બહાદુર તથા એચ. ઓ. ક્વીન સાહેબે મારી પાસે આ ચોપડીના કેટલાક વિષયો વંચાવીને ધ્યાન દઈ સાંભળીને સારો અભિપ્રાય લખી આપ્યો છે તેથી હું તેમનો ઉપકાર માનું છું.

ગ્રંથકર્ત્તા.



# વિદ્વાનોનો અભિપ્રાય.



"આ ચોપડીમાંના કેટલાએક વિષયો મેં વંચાવી જોયા. તે મને ઘણા ઉપયોગી લાગ્યા છે. અને કવિ જેસંગભાઇ ત્રીકમદાસ * * * વિગેરે એ જે અભિપ્રાય આપ્યા છે તેના અક્ષરે અક્ષરને હું મળતો છું. મુંબઇના શેઠ સોરાબજી શાહાપુરજી બંગાળી સી. એસ. આઇ એઓએ મને સન ૧૮૫૯ માં કહ્યું હતું કે ભાઇ અને બાપ સાંભળતાં બેહેન કે દીકરી વાંચી શકે એવી ચોપડીઓની ઘણી જરૂર છે. તે રચનારા થોડાજ છે. આ ચોપડી એવી છે. માટે પ્રસિદ્ધ કરવા યોગ્ય છે અને ભાષા પણ સેલી સૌને સમજાય એવી છે. તા. ૧૨ અકટોબર ૧૮૯૧."

Sd. **લી. ક. દલપતરામ ડાહ્યાભાઈની સહી.**

---

"The essays by Mr. Manilal Dalpatram seems to be a particularly good book for school prizes."

November 1891. Sd. C. E. FROST

Collector.

---

"I have read a few of Mr. Manilal's essays.

The style is undoubtedly simple and the matter instructive."

26–11–91. Sd. H. O. QUIN
Ag. T. S. O.

---

* * * "એ પુસ્તક મેં આથથી તે ઇતી સુધી બરાબર ધ્યાન દઈને વાંચ્યું છે. એમાં લખેલા વિષયો જો કે ઘણા નાનકડા છે તોપણ શિખામણથી એવા ભરપુર ભરેલા છે કે તે વાંચતાં ઘણોજ પ્રેમ ઉપજી મન ઘણુંજ શાંત અને પ્રફુલ્લીત થાયછે. * * * બાળ વિદ્યાર્થિથી માંડીને તે વૃદ્ધ અનુભવી સુધાં સઘળાઓને એ પુસ્તક ઘણુંજ ઉપયોગી છે. * * *

Sd. **કવી. જેશંગભાઈ ત્રીકમદાસ.**
સ્વદેશ હિતબોધકનો પ્રગટકર્ત્તા.

---

આપનુ 'પ્રસ્તાવિક બોધ' નામનું પુસ્તક આડંબર વિના નિત્યોપયોગી બોધ આપે એવું છે.

Sd. / N. P. Sangavi.

---

Mr. Manilal has been kind enough to read to me such of his essays as I selected for the purpose,

and I pronounce, without hesitation, that his little book, will be most instructive to school boys and others.

Sd./ D. S. SETHNA M. A.

Gujrat College Professor—History

AHMEDABAD and Feonomy.

*13 December 1891.*

---

I have heard someof the essays written by Mr. Manilal and consider them very good.

AHMEDABAD Sd. R. GILLESPIE

*14-12-91.* Revd.

---

At Mr. Manilal's request I read a few pages of his book here and there. I found than very interesting and instructive and the style of the book simple.

Gujrat College Sd./ B. P. DALAL B. A.

AHMEDABAD PRO. SCIENCE.

*12-12-91.*

---

Mr. Manilal read to me some of his essays. I found in them the very intelligence which characterized his school days. The short essays which he intends publishing are very interesting and I hope they will be very useful to young students learning to express their thoughts.

*13–12–91.* Sd./ Nagarji Dayabhai B. A.
Ahmedabad Assistant Master.
High School.

---

Mr. Manilal readout to me such of his essays as I selected. I am very happy to state that they are full of useful matter and written in simple and at the same time good Gujarati. They are designed for young students bnt I am sure they will prove greatly instructive not only to boys but also to grown up people.

Ahmedabad Sd./ KAMLASHANKER P.
13th December 1891. Trivedi B. A.
Assistant Master
High School.

---

From some select essays read out to me I have very great pleasure to state that the collection will not fail to be useful and instructive to those who will devote an hour of leisure to a perusal of the essays. The work is written in a readable homely Gujarati.

Sd./ K. H. DHRUVA B. A.

Traning College.

14th December 1891

AHMEDABAD.



# અનુક્રમણિકા.

# પ્રાસ્તાવિક બોધ.

## માતુશ્રીનો પ્યાર.

આહા! માના હૃદયનો અનુભવ તો મા જ જાણે. કોઇ રૂપને લીધે, કોઇ ગુણને લીધે, કોઈ દ્રવ્યને લીધે, કોઈ સત્તાને લીધે અને એવી રીતે કોઇપણ સ્વાર્થને લીધે માણસને માણસ ચહાય છે. પણ માતો બચ્ચું જન્મે ત્યારથીજ અંત સુધી સ્વાભાવિક રીતે ચહાય છે. કદ્રુપો અકર્મિ છોકરો માને મારી તેની વ્હાલી વસ્તુ લઈ બહાર ફના ફાતીઆ કરી ઘેર આવી રીસાઇને ભૂખ્યો સુવાનું કરશે તો તેની માથી તે કદી જોઈ રહેવાશે નહીં. કદાચ તે વખતે બોલાવ્યાથી તે (છોકરો) ફરી મારશે, નુકશાન કરશે અને સંતાપશે એવી ધારિત હોય તોપણ તે ડરતી ડરતી તેની પાસે જશે, બનતી તદબીરોથી તેને સમજાવશે, તેનું મન મનાવવા અને તેની ગેરવાજબી હઠ પુરી પાડવાના જુદા સમ ખાશે, વચન આપશે, પણ છેવટ જ્યારે તેને જમાડી સુવાડશે ત્યારેજ પોતે સુખથી નિદ્રા લેશે. માણસ, માણસને પોતાનું કાંઈ સુખ મેળવવા ચહાય છે પણ માતો સુખ મેળવવું બાજુપર મૂકી ઊલટા પોતાના સુખનો પણ તેની ખાતર ભોગ આપે છે. પોતે પોસ મહીનાની ટાઢમાં પણ ટાઢે મરીને તેને ઓઢાડે છે, અને પોતે જાગીને તેને ઊંઘાડે છે, પોતે સ્વાદ

તજીને તેને તનદુરસ્ત રાખે છે, અને પોતે મહેનત કરી, ખુશામત કરી યા ભીખીને પણ તેનાં જોઇતાં સાધન પૂરાં પાડે છે. રાત દિવસમાં અત્તર ફુલેલમાં ગરકાવ રહેનાર રાણીના ખોળામાં છોકરૂં મૂતરશે અથવા ગંદકી કરશે પણ તેથી તે સુગાતી નથી. જરા ભોજન વધારે ખાઇ કર્યું હોય તો રસોઇઆની ધૂળ કાઢી નાંખનાર શેઠાણી તેના માનીતા સંતાનની ખાતર કડવાં, ખાટાં, તીખાં અને સ્વાદ હિણ ઔષધ ગટક ગટક પી જાય છે. સુખી સેજમાં સુઇ રહેનારી સ્ત્રી ફરજંદને માટે આખી રાત જાગે છે. આખો દિવસ તેની ચાકરી કરી જમવા બેસે તે વખત તેના ખોળામાં ગંદકી કરી તેનું ખાણું ખરાબ કરે છે. તેનાં કીમતી લૂગડાં બગાડે છે અને તેને માથાફોડ કરાવે છે. આખા દહાડાના ઘરના કામકાજથી થાકી લોથ થઇને દોઢ પહોર રાત્રે નિરાંતે સુવાનું કરે ત્યારે રોઇ કકળી તેને ઊજાગરો કરાવે છે. તે ગમે તેવા અગત્યના કામમાં રોકાએલી હોય, ચહાય તેવી ભારે પીડાથી પીડાતી હોય, યા ફાવે તેવી આનંદ દાયક વાતમાં ગુંથાએલી હોય, તોપણ નાહક રોઇ બરાડા પાડીને તેને જે કરતી હોય તે મૂકી દેવાની ફરજ પાડે છે, ત્યારે પણ તે એક નિષ્ઠાથી નોકરી બજાવવામાં તત્પર થાય છે. ટુંકામાં કહીએ તો મા જે પ્યારથી, દિલથી, અને આનંદથી પોતાના બચ્ચાંને ચહાય છે એવો પ્યાર દુનિઆમાં બીજા કોઇનો હોતો નથી.



# કુટુંબથી છૂટા પડતી વખતનું બોલવું.

મારાં વ્હાલાંઓ? હું હવે જાઉં છું માટે મારી પાસે આવો, અને મને ભેટી લેવા દ્યો. હવે હું તમને પાછો ક્યારે અને ક્યાં મળીશ, તે કાંઈ કહી શકાતું નથી. હું તમારાથી છૂટો તો પડું છું, પણ તમારે માટે જે પ્યાર મારી છાતીમાં છુપાએલો છે તે કદી અને કોઈથી જુદો પડવાનો નથી. માટે હું તમને જે કાંઈ સલાહ આપી જાઉં, તે પ્રમાણે ચાલવાને તમે મને વચન આપો.

વ્હાલી માતુશ્રી! તેં ઘણી મહેનત લઈ અમને પાળી પોષી મોટા કર્યા, સારી કેળવણી આપી નીતિના માર્ગે સુઝાડ્યા. માયાળુ થતાં અને એક બીજાની સાથે સલાહ સંપથી રહેતાં શીખવ્યું, ને તેથીજ અમે આજે સુખ ભોગવતા થયા. તેથી હું તે સુખને માટે તારો આભાર માની વળી અરજ ગુજારૂં છું કે જેવી રીતે તેં અમને ઊછેર્યાં તેવીજ રીતે મારા આ બાળકને પણ યોગ્ય શિક્ષણ આપી ઊછેરવામાં તથા મ્હારી વ્હાલી પત્નિને બનતી મદદ આપી, મારી ગેરહાજરીમાં હરેક પ્રકારની સારી સલાહ આપી, તેની મુસીબતોમાં ઘટાડો કરવામાં બનતી કોશીશ કરજે.

મારી પ્રાણ પ્યારી પત્નિ! યાદ રાખજે કે જે જે મહેનત લઈ ખરા અને અખંડ પ્યારથી તેં મને ચાહ્યો છે, અને મારી જુવાનીમાં તારા મધુર સ્વર, શાંત સ્વભાવ, અને ખુશ તાબેદારીથી જે બેવડી જુવાની આપી છે તેના બદલામાં તેવોજ પ્યાર મારી છાતી-

માં હમેશ સુધી રહેશે. મારાં સુખ તથા ખુશાલીમાં તારી હસતી મૂર્ત્તિ હજારો ગાઉ દૂર જવા છતાં રાત દિવસ મારી નજર સામે રહેશે. આપણા વચ્ચેનો પવિત્ર પ્યાર જે બહારના ઢોંગી પ્યારથી કેવળ ઉલટો અને અંતઃકરણમાં છુપો સમાયેલો છે, તે તેવો ને તેવોજ સદા રહેશે. અને એક તારાવિના તથા બીજા પરમેશ્વરવિના બીજાની જાણમાં આવશે નહી. મારી વ્હાલી ! હું મારાં આ અતિ વ્હાલાં અને હસતાં રમતાં બાળકોને તારી સંભાળમાં સોંપી જાઉં છું. એ બાળકોની મા અને બાપ એ બંનેની ખોટ તુંજ પુરી પાડજે, અને ઉત્તમ કેળવણી આપીને ઉછેરજે. એમને આપણાં ધર્મની ખરી ખૂબીઓ સમજાવજે, અને ધર્મ તથા પરમેશ્વરને માનતાં શીખવજે. નીતિનો ઉત્તમ માર્ગ પકડી આપણે જે સુખી હાલતે પહોંચ્યાં, તે તેમને બતાવીને સુખી કરજે. બહારના ખાલી ભપકા અને ડોળ ડમાકથી દૂરના દૂર રાખી આપણી ગુંજાસ પ્રમાણે સારી રીતે રહેતાં તારાં બચ્ચાંને બતાવજે. વળી એમને હમેશ શાંત સ્વભાવ, મિજાજ નરમ, ચહેરો આનંદી રાખવા છતાં પૂરતી ગંભીરતા જાળવવાના દરેક રસ્તા દેખાડજે. એમને એક બીજાં ઉપર માયા રાખતાં શીખવજે. બચ્ચાંઓના વિચાર છૂટથી જણાવાદઈ તેમની ભૂલો નરમાશથી સુધારજે. અને તેમની મનશક્તિ ખીલવવામાં બનતી મદદ કરજે. તેમને કેળવણી આપવામાં ઘટતો ખર્ચ કરવામાં આનાકાની કરીશ નહી. કેમકે એવાં કામમાં ખરચેલો પૈસો કોઈ દિવસ ફોકટ જતો નથી પણ ઉલટો બેવડો–(બમણો) થાય છે. બચ્ચાંઓનું મન કોઈ દિવસ આળસુ નહીં થવા દેતાં હમેશ ધર્મ

અને નીતિના શુદ્ધ વિચારોથી રોકાએલું રાખજે. તેમને આગળ જતાં મનની સાથે અંગ બળનો પણ ઉપયોગ પડે એવા ધંધા પણ શીખવાડજે. છોકરાને વ્હેપારને લગતું અને દીકરીઓને ઘર સંસારી કામ શીખવવાને ઘણી સંભાળ રાખજે.

મારાં પ્યારાં બચ્ચાંઓ ! તમારી માનું અપમાન કરી ખુશી થશો નહીં, પણ તેને ખરાં અંતઃકરણથી ચાહીને સન્માન આપજો. તમારી મા જો કે ઘણી નાજુક છે તોપણ તેણે તમારી બાલ્યાવસ્થામાં તમારૂં જતન કરવામાં ઘણી મહેનત લીધી છે. તેની મહેનતનો બદલો વાળવા ચુકશો નહીં. આળસ અને લોભ તજી દઈ સદા પ્રમાણિકપણે અને ઉદ્યોગથી તમારૂં ગુજરાન ચલાવતાં શીખજો. ખર્ચ આવક પ્રમાણે રાખજો. કરજ કરીને કોઇનો ઓશીયાળા રહેવા કરતાં જાતે મહેનત કરી ગરીબ અવસ્થામાં રહેવું વધારે પસંદ કરજો.

મારા વ્હાલા જ્યેષ્ટ પુત્ર ! તું સર્વથી મોટોછું, માટે હું તને મારી ગેરહાજરીમાં સારી ચાલ ચલાવી તારી માતાને મદદ, અને નાના ભાઈ બહેનોને સારો દાખલો આપવાની ભલામણ કરૂંછું. દીકરા ! હમેશ ધીરો, માયાળુ, અને ઉદ્યોગી રહેજે. ને પરમેશ્વરથી ડરીને ચાલજે. હરેક જાતના લોભને ધિક્કારી કાઢી પ્રમાણિકપણે વર્ત્તજે. જો તને નોકરી મળે તો ઇમાનદારી રાખજે અને ઇનસાફ કરવાનો હક મળે તો તેનો વાજબી ઉપયોગ કરજે. કોઈ તરફ તારો સ્વાર્થ સમાએલો હોય તોપણ કાયદાથીઊલટો જઇને કોઇને બચાવવાને યત્ન કરીશ નહીં. કાયદાને તારા કરતાં વડો ગણજે. અને ફરજ પહેલી બજાવજે. કદી પણ લુચ્ચાઓને ઉત્તેજન આપીશ નહીં.

તને કાંઈ આફત આવે તો હિમત હારીજઈશ નહી, પણ પરમેશ્વરની પ્રાર્થના કરી તેની મદદ માગવાને ચૂકીશ નહીં.

# માબાપ પ્રત્યે છોકરાંની વર્તણુક.

છોકરાંઓએ પોતાનાં માબાપ સાથે ઘણી ઉત્તમ રીતે વર્તવું જોઇએ. કારણ કે જેણે ઉછેરી પાલણ પોષણ કરી મોટાં કર્યા, તેમની સાથે સારી રીતે વર્તવાને શાસ્ત્રમાં ફરમાન થએલું છે. તેમજ ખુલ્લુ છે કે માબાપ જેવું દુનિયામાં બીજુ કોઈ સગું નથી માટે એવાં વહાલામાં વહાલા સગાં પ્રત્યે ઘણીજ સારી રીતે વર્તવું જોઇએ. ઘણાં છોકરાં મોટાં થાય છે ત્યારે માબાપની પરવા રાખતાં નથી અને જુદાં રહે છે. તેથી તેમનાં માબાપને દુઃખ પડે છે, કેમકે માબાપ ઘરડાં થાય એટલે તેમનું રળવાનું બળ કમી થાય, અને છોકરો જુદો રહેલો હોય તેથી તેમને ખાવા પીવાની બહુ અડચણ પડે છે. એટલુંજ નહી પણ ઘણા ખરાબ છોકરા પોતાના માબાપને ગાળો ભાંડે છે, અને માર મારે છે. આવા દાખલા નજરે જોવામાં આવે છે. બધા છોકરા આવા હોતા નથી. કેટલાક સારા પણ હોય છે અને જીવતાં લગી પોતાનાં માબાપનું પાલણ પોષણ કરેછે, અને તેમનો બોલ ઉથામતા નથી. જો કે માબાપ ઘરડાં થાય તે વખતે તેમનો સ્વભાવ કેટલીકવાર ચીડીઓ થાય છે, તોપણ છોકરાઓએ એમ સમજવું જોઇએ કે સાઠે બુદ્ધિ નાઠી એ કહેવત પ્રમાણે જઈફ અવસ્થામાં તેમની અક્કલ બેહેર મારી જાય છે, તેમ

સમજી તેમને હમેશાં માન આપવું. અને તેમને દુ:ખ કદી પણ દેવું નહીં જોઇએ કારણ કે માબાપ તો ખરાં પૂજ્ય છે. તેથી તેમની સેવા જેટલી ન થાય તેટલી ઓછી. જેઓ માબાપની ખીજમમત ઉઠાવે છે તેવા નેક નિષ્ટાવાળા પૂત્રોની પવિત્રાઈ બહુ પસરે છે. માટે હે ભાઇઓ તમારા તીર્થરૂપ પિતાજીની સાથે તમે નિમકહલાલ અને વફાદાર થાઓ, તેમજ તમારી મમતાળુ અને માયાળુ માતુશ્રીની પ્રત્યે તમારી પવિત્ર ફરજ બજાવો. કેમકે તેણે પોતાની છાતીના દુધે તમને ઉછેર્યા છે. તમારા માબાપનાં વચન તમે ધ્યાન દઇને સાંભળો. કારણ કે તેઓ જે કાંઈ બોલશે તે તમારા પોતાનાજ કલ્યાણને અર્થે બોલશે. તેમની સર્વ શિખામણ ઉપર નજર રાખો કમકે તે તેમના હૈડાનાં હેતમાંથી નીકળે છે. તમારા માબાપે તમારા સુખને સારૂ બહુ સાંભળ લીધી છે અને તમને આરામ આપવાને તેઓએ અણહદ દુ:ખ વેઠ્યું છે, માટે તેમના ઘડપણને તમે માન આપો અને તેમના સફેદ રૂપેરી વાળ ઉપર અપમાનરૂપી ગળીના ડાઘ નાંખશો નહીં. યાદ લાવો કે તમે બચપણમાં કેવા કંગાલ, બીમાર અને લાચાર હતા? અને હાલ જુવાનીમાં તમે કેવા છો? એ વાતનો મુકાબલો કરી બચપણની વાત ( અવસ્થા ) ભુલી નહીં જતાં તમારા વૃદ્ધ માતા પિતાના સર્વે પડતા બોલ ઝીલી લો, અને તેઓને જેમ બને તેમ સુખી અને ખુશી રાખો. હાલ તો તમે બાલ્યાવસ્થામાં છો પણ જ્યારે પુખ્ત ઉમરના થઈ સંસારી ઘર ખટલામાં પડો ત્યારે તમારા માબાપનો પવિત્ર પ્યાર ભુલી જઈ તમારી સ્ત્રીના પ્યારની મધુર લાલચ ઉપર તમારૂં દિલ ફીદા કરશો

નહીં. કેમકે સ્ત્રીના ચલિત પ્યાર કરતાં માબાપનો અચલ અને પવિત્ર પ્યાર ઘણે દરજ્જે ચઢે છે.

તમે જંગલમાં જઇને જોશો તો ગરૂડ પક્ષી જેવાં પ્રાણીઓ પોતાના ઘરડાં માબાપને પોતાની પીઠ ઉપર બેસાડી નિર્ભય જગોએ રાખી પૂરતો ખોરાક પુરો પાડે છે તો આપણે મનુષ્ય પ્રાણીએ તો અવશ્ય કરી માબાપ પ્રત્યેના ધર્મ જાણીને બજાવવાજ જોઇએ. આ પૃથ્વી એમ કહે છે કે હું મોટા મોટા પર્વતો, પહાડો, જંગલો, મહા સાગરોનો ભાર સહન કરી શકું છું પણ જેઓ માબાપની શેવા બજાવતા નથી એવા દુષ્ટજનોનો ભાર મારાથી ખમાતો નથી. માટે તમે તમારા માબાપ પ્રત્યેના ધર્મનું હમેશાં અવલોકન કરો અને તમારી ફરજ બજાવ્યા કરો.

પ્રાચીન વખતમાં શ્રવણે જેમ પોતાના અંધ માબાપને કાવડમાં બેસાડી સઘળાં તીર્થો કરાવ્યાં હતાં અને તેમની બરદાશ કરી હતી તેમ તે દાખલો લઈ હાલના વખતમાં પણ છોકરાઓએ માબાપની સેવા કરવી જોઇએ. શ્રવણની આટલી સેવા છતાં પણ તેના વૃદ્ધ માબાપો કેટલીક વખત તેને તથા તેની સ્ત્રીને ઘણીજ ગાળો ભાંડતાં હતાં. આથી શ્રવણ પોતાના મનમાં કાંઇપણ ખોટું લગાડતો નહીં. પણ તેની સ્ત્રી વખતો વખત બડબડતી હતી. એક વખત એ બાબત શ્રવણે પોતાની સ્ત્રીને કહ્યું કે હું જેમ તારા લગ્નની વખતે તારી બહેનપણીઓ વગેરેની ગાળો સાંખી રહ્યો હતો તેમ તારે પણ મારા વૃદ્ધ માબાપની ગાળો સાંખવી જોઇએ. એમાં તારે મારા કરતાં વધારે સહન કરવાનું કાંઇપણ નથી. સાબાશ છે! એ

શ્રવણ પુત્રને! આપણે પણ શ્રવણનો દાખલો લઈ શ્રવણની માફક માબાપ પ્રત્યે વર્તવું જોઇએ.

વળી ગ્રીસ દેશનો સિકંદર બાદશાહ જ્યારે એશિયા ખંડમાં મુલક જીતવા આવ્યો ત્યારે પોતાનો રાજ્ય કારભાર પોતાને વજીરને સોંપ્યો હતો. પરંતુ તેનાં જઈફ માતુશ્રીને તે કારભાર કરવાનું મન થવાથી તેણે પ્રધાન સાથે કજીયો કર્યો તેથી પ્રધાને તે વાત બાદશાહને લખી મોકલી પણ તેણે કાંઈ પ્રત્યુત્તર આપ્યો નહીં પણ ફરી તે રાજમાતાએ પ્રધાનનું અપમાન કર્યું ત્યારે તેણે બાદશાહને પત્રદ્વારાએ જણાવ્યું કે કાંતો તમારી માતુશ્રીને યોગ્ય ઠપકો આપો કે કાંતો મારૂં રાજીનામુ સ્વીકારો. તે પરથી સિકંદર બાદશાહે લખ્યું કે હે મારા પ્રિય પ્રધાન? તારા બન્ને પત્ર મને પહોચ્યા છે ને તમામ હકીકત જાણી છે. પણ લખવાને બહુ દીલગીર છું કે મારા રાજ્યના બધા માણસોનો અંત આવો, આકાશના ચકચકતા તારા ઝાંખા થઈ જાઓ, બધા મહા સાગરો સુકાઈ જાઓ, સર્વ પર્વતો અને ડુંગરો જમીન દોસ્ત થઈ જાઓ, દેશનું ઉથલ પાથલ થાઓ, લોહીની નદીઓ વહેવા માંડો, અને મારા જેવા કરોડો માણસો માર્યા જાઓ તોપણ હું મારી વહાલી જઈફ માતાને અપમાન ભરેલો એક શબ્દ પણ લખીશ નહીં. તમારા હજાર કાગળો મારી માના એક આંસુ આગળ ધોવાઈ જાય છે. ધન્ય છે આવા મમતાળુ પુત્રને. આજના જમાનામાં તો આવા પુત્ર મળવા દોહીલા છે. પરંતુ એથી ઉલટા સ્વભાવના તો મળી આવે છે કેમકે આજ કાલ કેટલાક ઇંગ્રેજી ગોટપીટ કરનારા વિદ્યાર્થીઓ ઓછું જ્ઞાન હોવાથી

પોતાના માબાપને અધમ ગણી તેમનું અપમાન કરતાં વાર લગાડતા નથી. તે નીચેની વાતપરથી જણાશે.

કોઈ એક ગામમાં એક છોકરો ઈંગ્રેજી ભણતો હતો. તે એકવાર પોતાનું લેસન કરવા બેઠો હતો તેવામાં તેનો બાપ બજારમાંથી આકુળવ્યાકુળ થઈ આવેલો અને તેને તરસ લાગેલી, તેથી તેણે તે છોકરા પાસે પાણી પીવાનું માગ્યું. બાદ તે છોકરાનો મિજાજ ગયો અને ઈંગ્રેજીમાં તેના બાપને ગોડૅમ કહીને ગાળ ભાંડી. પરંતુ પ્રથમ તો તે ઈંગ્રેજી ભાષાથી અજ્ઞાન બાપ સમજ્યો નહીં. કારણ કે તેણે એમ જાણ્યું કે તેતો ઘાંટો પાડીને કાંઈ વાંચતો હશે. પછી તેના બાપે કહ્યું કે ભાઈ! પાણી લાવને. મારો તો જીવ જાય છે. ત્યારે તે છોકરાએ ફરીને કહ્યું કે ગોડૅમ. તેની સાથે ગુજરાતી ભાષાના શબ્દમાં મિજાજ કરીને કહ્યું કે તમે કેવા માણસ છો? તેપરથી તેના બાપને માલમ પડ્યું કે આ છોકરાએ તો મને ગોડૅમ કહીને ગાળ ભાંડી. તેથી તેને માઠું લાગ્યું. માટે ઘરની બહાર આવી ચાદર ઓઢી રોવા બેઠો ને બોલ્યો કે ઓ મારા બાપરે! મેં તો રૂ ૫૦૦। ખરચી ઘરમાં ગોડૅમ ઘાલ્યું. આ ઊપરથી બહુ લોકનો જમાવ થયો અને અંદર અંદર પુછપાછ કરવા લાગ્યા તો માલમ પડ્યું કે છોકરાએ તેના બાપને ગોડૅમ કહી ગાળો ભાંડી હતી. આથી છોકરો ઘણો ઝંખવાણો પડી ગયો, ને આખા ગામમાં તેની ગોડૅમની છાપ પડી ગઈ. આ ઉપરથી સારાંશ એટલો લેવાનો છે કે દરેક છોકરાએ પોતાનો ગમે તેટલો મિજાજ જાય તોપણ પોતાના માબાપ ઊપર તેમજ બીજા કોઈના ઊપર મિજાજ કરવો નહીં.

અને જો કરે તો તેને ગોઢંમના જેવી છાપ મળે.

# વિદ્યાર્થી અવસ્થા વિષે.

જે છોકરાને મારીને નિશાળે મોકલવો પડે તે કદી સારો વિદ્યાર્થી નીવડે નહીં. જે અનુભવની જરૂર છે તે નહીં મેળવતાં વિદ્યાર્થીઓ નાનપણમાં વખત ગુમાવે છે તે પછી મોટપણમાં પસ્તાવો કરે છે, તે નકામો છે. પછી તેઓ વિચાર કરવા માંડે છે ને આગલા દિવસો નિસાસો મૂકી સંભારે છે. કે અરે મેં ફલાણે ઠેકાણે ફલાણું ખોટું કામ કરવામાં વખત ગાળ્યો અને ફલાણી વખતે ફલાણી ભૂલ કરી. વળી વિચારમાં ને વિચારમાં બોલે છે કે એ વખત મેં ખરી તક ખોઈ અને એ વખત મને એ નઠારી ટેવ પડી. અરે હવે તો શું નિશાળે જવાય? અને આ અનુભવ મેળવાય? એમ તર્ક વિતર્ક ઉત્પન્ન થયાં કરે છે.

વળી તે વિદ્યાર્થી અવસ્થામાં વર્તણુકનું બંધારણ થાય છે. અને તે સારૂં અથવા ખોટું જેવું બંધાય છે તેવુંજ જીંદગી પર્યંત ચાલે છે. અને જે નાનપણમાં છાપ પડે છે તે જતી નથી. વળી તે વખતે જે ઉપનામ પાડવામાં આવે છે તેજ નામથી તે મોટપણમાં પણ ઓળખાય છે. અને તે નામ ઊપરથી તેના ગુણ દોષની કીંમત થાય છે. અને તે નામ કદી ભૂલાતું નથી. તે વખતે એટલે નાનપણમાં તેની જેવી અક્કલ તથા આબરૂ બંધાએલી હોય છે તે ઊપર નજર રાખી મોટપણમાં પણ તેના નિશાળના ગોઠીઆ તેનું

માપ કરે છે. તે વખતે સારી યા નરસી જે છાપ પડે છે તે અમર રહે છે. કોઈ માણુસ વિષે તેની સાથે ભણુનાર વિદ્યાર્થીને પૂછો કે તે કેવો માણુસ છે? એટલે તે તરતજ તેની નિશાળના અથવા કોલેજના દિવસો સંભારશે ને કહેશે કે તે ભણતો હતો ત્યારે તો તેનામાં આવા આવા ગુણ હતા. પણ હાલમાં કેવો છે તે મને ખબર નથી. કેમકે મેં તેને જોયો નથી તથા તેની સાથે સમાગમ થયો નથી. તમે વિદ્યાલયમાં ભણુતા હો તે વખતે સારી ટેવો પાડવાની તથા ચાલ ચલગત સારી રાખવાની જે તક છે તેવી તક પછી મોટપણમાં આવતી નથી. નાનપણમાં તમારી વર્તણુક જેવી હશે તેવી મોટપણમાં પણ કાયમ રહેશે. તે બંધાયા પછી તમે ગોઠે તો ગ્રંથકર્ત્તા થાઓ કે ગોઠે તો મોટા વિદ્વાનગણાઓ પણ ચાલ ચલગત વિષે તો તમારી જે છાપ પડી હશે તે કાયમ રહેશે. માટે તે અવસ્થામાં મૂળથી સારી રીતભાત ગ્રહણ કરવી.

વિદ્યાર્થી અવસ્થા એ ભવિષ્યની જીંદગીના પાયા રૂપ છે. એ અવસ્થામાં જે જે ગુણો કે અનુભવો સંગ્રહ કર્યા હોય છે તે તે ગુણો અને અનુભવો યુવાવસ્થા તથા વૃદ્ધાવસ્થામાં ઘણા ઊપયોગી થઈ પડે છે. જીંદગીના નિભાવને માટે જે જે ધંધા રોજગાર કરવા તે તે ધંધા રોજગાર સઘળા તેના ઊપર આધાર રાખે છે. જેમ મજબુત પાયા ઊપર મોટી ઈમારત ચણી શકાય છે, તેમ બાલ્યાવસ્થામાં મજબુત શિક્ષણથી બાકીની અવસ્થામાં મોટાં કામ કરી શકાય છે. વિદ્યાર્થી અવસ્થામાં જેટલો વખત નકામો ગુમાવશો તેનું માઠું ફળ તમને આગળ ઊપર મળ્યા વગર રહેશે નહીં. એ વખ-

તની એક પળ પણ ઘણી કીમતી છે. જેટલા મહાન પંડિતો, કવિઓ કે રાજ્યના અંગિત પુરૂષો પાકે છે તે સઘળા તેમની બચપણની મોટી ખેડના પ્રતાપ છે. જેની બચપણ અવસ્થા બગડી તેનું આખુ જીવતર બગડયું સમજવું. બચપણમાં ભવિષ્યની જીંદગાનીના વૈભવની વસ્તુ લુંટાય છે. તે જેઓ સંગ્રહ કરે છે તેઓ પછીથી પોતાનું જીવતર સુખે ગુજારે છે. ખેડુતોની જેવી વાવણીતક છે તેવી મનુષ્યની વિદ્યાર્થીતક છે. વાવણી તકમાં ખેડુત આળસથી વખત નકામો ગુમાવે તો તેનું આખું વરસ નિરર્થક જાય છે. કેમકે તક ગયા પછી વાવેતર કરવું કશા કામનું નથી તેમ બાલ્યાવસ્થા સિવાય બીજી અવસ્થામાં શીખવાનું ઝાઝું બનતું નથી.

## સવારમાં વહેલા ઊઠવું.

દરેક માણસે સવારમાં સૂર્ય ઊગ્યા પહેલાં એક કલાક વહેલા ઊઠવાની ટેવ પાડવી જોઇએ. કારણ કે જે શખ્સને વહેલા ઊઠવાની ટેવ નથી તેને આ દુનિયામાં નામાંકિત થવાની તથા દીર્ઘાયુષ ભોગવાની આશા રાખવી નહીં. સવારમાં જેવું કામ થાય છે એવું સવાર પછી મોડું આદરવાથી સારૂં થતું નથી. ને તે કામનો પાર પણ ઘણું કરીને આવતો નથી. ને આળસ ઈત્યાદિ શત્રુ થઈ પાછળ પડે છે. જેને વહેલા ઊઠવાની ટેવ હોય નહીં તેને તે ટેવ પાડતાં જો કે પ્રથમ મુશ્કેલ લાગે તો પણ ગમે તેમ કરીને તે પાડવી જોઇએ. તે ટેવ શી રીતે પડે છે તે નીચેના દાખલાથી જણાશે.

એક બફુન નામનો વિદ્વાન માણસ હતો તેને ઉંઘવાની બહુ ટેવ હતી. ને તેમાં તેનો ગાડ ગાડાં વખત ચાલ્યો જતો. તે કીમતી વખત નકામો જાય નહીં તેને માટે તેણે એવી પેરવી કરી કે એક જોસફ નામના તેના નોકરને એક દિવસ એવી વરધી આપી કે હે જોસફ? સવાર થાય એટલે તારે મને ગમેતેમ કરીને ઊઠાડવો. જો કે હું ભર નિદ્રામાં હોઊં ને મારો મિજાજ ખસી જાય ને તને ગુસ્સામાં ગાળ દઉં, તો પણ તારે ડરવું નહીં. ને તે બદલ હું તને દરરોજ ૧ રૂપીઓ આપીશ. પેલા નોકરે દરરોજ તે પ્રમાણે કરવા માંડ્યું. ગાળો ખાતો જાય, ને શેઠને વહેલો ઊઠાડતો જાય ને સરત મુજબ દરરોજ રૂપીઓ લીધે જાય. એમ કરતાં કરતાં શેઠને વહેલા ઊઠવાની ટેવ પડી ગઈ ને પછીથી તેણે ઘણા કીમતી ગ્રંથો પ્રસિદ્ધ કર્યા અને તેને માટે તેણે તેના નોકરનો બહુ ઉપકાર માન્યો. તેમજ પ્રુસિયાના રાજા બીજા ફ્રેડ્રિકે પોતાના ખવાસને ખાસ હુકમ આપી મુકયો હતો કે તારે મને સવારમાં ચારને ટકોરે ઊઠાડવો. વળી રૂશિયાનો બાદશાહ પિટરધી ગ્રેટ જ્યારે લંડન શહેરમાં ગોદીમાં કામ કરતો હતો ત્યારે તથા વહાણ બાંધવાના કારખાનામાં કામ કરતો હતો ત્યારે તથા જ્યારે રૂશિયાની ગાદીએ બેઠો ત્યારે પણ પરોઢીઆમાંજ ઊઠતો.

વહેલા ઊઠવાની ટેવ પાડવી હોય તો રાત્રે ૧૦॥ વાગતામાં વહેલા સુઈ જવું. તેમ કરવાથી તનદુરસ્તિ તથા આંખને કદી નુકશાન થશે નહીં. આજના ગ્રેજ્યુએટોને ચશમા ઘાલવા પડે છે તથા શરીરમાં ક્ષીણતા જોવામાં આવે છે તેનું કારણ એજ છે કે તેઓ

મોડા સુઈ જાય છે ને આંખને જોઇએ તેટલો વિશ્રામ આપતા નથી. ડાક્ટર ડવાઇટ નામનો માસ્તર તેના વિદ્યાર્થીઓને રોજ કલાસમાં સુચના આપતો કે મધરાત પહેલાંની ૧ કલાકની ઊંઘ તે મધરાત પછીના બે કલાકની ઊંઘ બરોબર છે માટે તમારે એવો નિયમ કરવો કે રાત્રે ૧૦ાા એ સુઈ જવું ને સવારમાં સૂર્ય ઊગતાં પહેલાં ૧ કલાક વહેલા ઊઠવું અને એ પ્રમાણે ૭ કલાક આરામ લેવો.

સવારમાં આંખ ઊઘડી ગઆ પછી પથારીમાં પડી રહેવાથી તે વખત કશા કામમાં લેવાતો નથી. જો ઊંઘી જઇએ તો સારૂં કે આપણને તેટલો વખત આરામ મળે. ને થાક ઊતરી જાય ને કામ વધારે ત્વરાથી કરવાને શક્તિવાન થઇએ. પણ જાગતા પડી રહેવાથી તો વ્યાધિ સિવાય બીજો કાંઇજ ફાયદો હાંસલ થતો નથી. માટે આંખ ઊઘડી જાય કે તરત ઊઠી કામે વળગવું.

## દુઃખના વખતમાં ઇશ્વર ઊપર ભરોંસો.

તમારા ઊપર આફત આવી પડે ત્યારે ગભરાઈ જશો નહીં પણ ઈશ્વર ઊપર ભરોંસો રાખજો તે તમને મદદ કરશે. દૈવ યોગે તમે માઠી હાલતમાં આવી પડો મોટી અને સુંદર હવેલીમાંથી એક નાની ઝુંપડીમાં રહેવું પડે, સ્વાદિષ્ટ અને ઉત્તમ ભોજન મળવાને બદલે સુકા મઠ બાજરીના રોટલા ઊપર દિવસ ગુજારવો પડે, મોટું શહેર છોડી એક વેરાન જંગલમાં જવું પડે, અને એવી સેંકડો મુસીબતો તમારા ઊપર આવી પડે તોપણ તમે એકદમ ગભરાઈ

જશો નહીં. સબુરી રાખી ઇશ્વર ઊપર ભરોંસો રાખશો તો તે તમને સુગમ રસ્તો સહેજ બતાવશે.

એક નામીચો ઇંગ્રેજ વિદ્વાન કહે છે કે તમારો થોડો ઘણો એકઠો કરેલો ખોરાક જો તમારા ભોજનમાં વપરાઈ જાય, જો તમારાં કપડાં ફાટીને ચીંથરે હાલ થઈ જાય, જો તમારા ઘર ઊપર મુસીબત અને આફ્ત રૂપી તોફાન આવી પડે, તોપણ ફિકર અને અફસોસમાં દબાઈ જશો નહીં. તમારૂં નબળું જીવતર એ સઘળી આફ્ત શી રીતે ખમી શકશે, તથા તમારા કંપતા શરીરને વસ્ત્ર મળશે કે નહીં, તેની જરા પણ ફિકર કરશો નહીં. તમે ખચીત યાદ રાખજો કે પોષણ કરનારી વસ્તુ કરતાં તમારૂં આયુષ્ય અને વસ્ત્ર કરતાં તમારૂં શરીર વધારે કીમતી છે એમ સર્વ શક્તિવાન પરમેશ્વર સારી રીતે સમજે છે.

અરે ! આકાશ તરફ તમે જરા નજર કરો, અને તમારી નિરાશા કાઢી નાંખો. તમે જુઓ કે આકાશનાં પક્ષીઓ પાસે ખોરાકનો ખજાનો એકઠો કરી રાખેલો ક્યાં છે ? ના. નથી. તોપણ કૃપાળુ કિરતાર દરેક નાના પ્રાણીઓ ઊપર પણ પોતાની નજર રાખે છે, ને તેઓની દરેક ફર્યાદ સાંભળે છે, અને પોતાની અત્યંત પરોપકાર બુદ્ધિથી સર્વનું પોષણ કરે છે.

વળી એક વેરાન જંગલમાં તમે સુંદર ગુલાબનાં ઊગતાં ફુલ તથા રોપા ઊપર નજર કરો. તેઓ મહેનત કરતાં નથી કે ફિકર કરતાં નથી તેમ ત્યાં તેમને કોઈ પાણી પાતું નથી તોપણ તેઓ ઊગીને એટલાં બધાં શું શોભિત થાય છે તે શાથી વારૂ ? એ પ્ર-

માણે જ્યારે આકાશના પક્ષીઓનું પાલણપોષણ કરે છે, અને ખેતરના રોપા તથા જંગલના ફુલોની સંભાળ રાખે છે, તો તે તમારી સંભાળ કેમ નહીં લે? શું પક્ષીઓ અને રોપા કરતાં તમે તેને મન ઓછા છો? ના. નહીંજ. વાસ્તે આટલાં વેણ યાદ રાખજો કે દુ:ખના વખતમાં ગભરાશો નહીં, અને ઈશ્વિર ઉપર વિશ્વાસ રાખજો, તે તમને જરૂર મદદ કરશે. પણ પરમેશ્વરે જેને હાથ પગ અને ઉધમ કરવાની શક્તિ આપી છે તેણે આપત્તિ વખતે કોઈ પણ ધંધો કરતાં શરમાવું નહીં.



## ( સોગન. )

સાચા કે જુઠા કોઈ પણ પ્રકારના સોગન ખાવા દૂર કરો. તે ખાવા એ નીચ માણસનું કામ છે. જેણે ઉત્તમ પ્રકારની કેળવણી લીધી છે તે કદી સોગન ખાશે નહીં. સોગન ખાવા તે સજ્જનને એક મોટું દૂષણ છે ને તે બાયલાનું કામ છે. તે પરથી એમ માલમ પડે છે કે તે સોગન ખાનારનેજ તેના બોલવા ઉપર ભરોંસો નથી. તેનું બોલવું માનવામાં આવતું નથી, અથવા તેના બોલવાપર વજન પડતું નથી, તેથી તે મનાવા માટે સોગન ખાય છે. તે ખાનારને તથા સાંભળનારને એક જાતનું અપમાન છે. સોગન ખાવાથી ડાહ્યા અને સદ્‌ગુણી માણસોના મોં આગળ તમારૂં માન ભંગ થશે, અને ઈશ્વિરનું તથા ધર્મનું નામ સોગન ખાતી વખતે તમે નકામું લ્યો છો, તેથી તમે ઈશ્વિરનો પવિત્ર કાયદો તોડો

છો, અને તેથી તેની તમારા ઉપર કફા મરજી થાય છે. સોગન ખાનારને જુઠો જાણવો. કોર્ટમાં કે પંચમાં કોઈ કારણસર જેને ગાયના કે ગીતાના સોગન ખાવા પડે છે તે વખતે તેના જીવપર વાત આવી પડે છે, અને તેવા સોગન તે ખાતો નથી. તે પરથી જણાય છે કે સજ્જનને સોગન ખાવા એ બહુ ત્રાસદાયક થઈ પડે છે, અને દુર્જન તો સોપારીના કકડાની માફક તરત ખાવા મંડી જાય છે.

## તનદુરસ્તિ.

પરમેશ્વરે મોટામાં મોટી બક્ષિસો આપી હોય, પણ તે બધી તનદુરસ્તિ વગર શા કામની? તનદુરસ્તિ એ દુનિયાની દોલત છે. તે જાળવવાને માટે કસરતની બહુ જરૂર છે, તેમ ખાન પાન, ઊંઘ તથા કસરત વખતે બહુ આનંદી રહેવું જોઇએ, કે જેથી કરીને આયુષ વધે છે. મનના વિકારમાં અદેખાઈ, ચિંતા ઉપજાવે એવી બીક, ગુસ્સો, નકામી પાપિષ્ટ જીજ્ઞાસા, બેહદ ખુશાલી, અને દીલગીરીઓ દૂર કરવી. હમેશાં કાંઇપણ કામ કરવાની ઉમેદ રાખવી, નવીન ચીજો જોવી, અને ઇતિહાસ, રમુજી વાર્તા, તથા કુદ્રત તરફના વિચાર આવે એવો અભ્યાસ કરતા રહેવું. ઔષધથી તદન છેટા ન રહેવું, તેમ તે રોજને રોજ પણ લીધે જવું નહી, કેમકે રોજ લેવાથી મંદવાડ વખતે કાંઈ ફાયદો થતો નથી. બેસી રહેવા કરતાં કસરતની ટેવ પાડવી.

હદ ઉપરાંત ખાનપાનથી તનદુરસ્તિ બગડે છે, માટે હમેશાં

મિતાહાર રહેવું. આ નીચે લખેલાં વાક્યો જુવાન માણસોએ અઠવાડીઆમાં એકવાર તો અવસ્ય વાંચવા જોઇએ કે જેથી તેમની તનદુરસ્તિ સારી રહેશે, અને તિરસ્કારને પાત્ર થશે નહીં.

તમારા ભાણામાં જે ચીજો મુકવામાં આવી હોય તે ઉતાવળ નહીં કરતાં હલકે હલકે ખાવી.

જ્યારે મંડળીમાં જમવા બેઠા હો તે વખતે તમારા ભાણામાં ઉતાવળ કરીને સૌથી પહેલાં હાથ ઘાલશો નહીં.

મિતાહારીને સુંદર નિદ્રા આવે છે, અને તેનાથી સવારમાં વહેલું ઉઠાય છે, તથા તે કોઈ દિવસ બેચેની રહેતો નથી.

વધારે ખાવાથી મંદવાડ આવે છે, અને અકરાંતીઉ ખાવાથી કોલેરા વીગેરે રોગ આવી પડે છે.

ખાવાથી માંદા પડેલાં ઘણા માણસો મરી ગયાં છે.

દારૂ વીગેરે કેફી ચીજોથી વેગળા રહેજો, કેમકે દારૂ એ સેંકડોના જીવ લીધા છે.

પારકે ઘેર જમવા કરતાં પોતાને ઘેર જમવાથી તબીઅત તર રહે છે. આનંદી અંતઃકરણ વૈદની રોજી ખોવરાવે છે.

મોટા લોકની તબીયત ઘણું કરીને સાધારણ માણસ કરતાં વધારે બગડેલી હોય છે, કેમકે તેમને હજાર ઠેકાણે જીવ રાખવો પડે છે, ને તેથી પ્રમાણમાં તેમને ઘણી ચિંતા હોય છે. અને જેને ચિંતા હોય તેને ઊંઘ ન આવે, ને ઊંઘ ન આવે એટલે તબીયત બગડયા વગર રહે નહીં. અને વળી તેઓ કસરત કરતા નથી.

એકવાર ચોથા હેનરી રાજાને આખી રાત ઊંઘ આવી નહીં.

તેથી તેના મનેમાં બહુ તર્ક વિતર્ક થવા લાગ્યા, ને પોતાના મન સાથે બોલવા લાગ્યો કે અત્યારે એક વાગ્યો છે, બધે સમસમાકાર છે, મારા રાજ્યમાં ગરીબમાં ગરીબ પ્રજા પણ નિરાંતે નિદ્રા લેતી હશે, કોઈ મજુરીઆ લોક પણ ખડબચડી જમીન ઊપર લસલસાટ ઊંઘતા હશે, અને ખારવાનો છોકરો વહાણના ટોચ ભાગ જેવી દેહેશત ભરેલી જગાપર પણ ઊભો રહીને ડોલું ખાતો હશે. પણ મને અત્યારે જો કે વાજીત્ર વાગે છે, મશરૂની તળાઈમાં સુવાનું છે તોપણ ઊંઘ આવતી નથી. એમ વિચારમાં ને વિચારમાં નરમ થઇને બોલવા લાગ્યો કે હે ઊંઘ! તું ક્યાં નાસી ગઈ? ને તું મને કેમ પજવે છે? પછી પોતાને વિચાર સુજી આવ્યો કે જેને રાજ્યનો મુગટ ધારણ કરવાનો તે તો હમેશાં બેચેનજ રહેવાનો.

દાખલાપરથી જણાશે કે બેચેનીને ઊંઘ આવતી નથી, ને તેથી તબીઅત બગડે છે, માટે સર્વે જણે આનંદમાં રહેવું, જેથી તનદુરસ્તિ સારી રહે.

---

## ચોકસાઇ.

જે કામ કરવું તે સારી રીતે ચોકસ કરવું. કોઈ પણ કામ હલકે થાય તો ફિકર નહીં, પણ ચોકસાઇથી સારૂં કરવું. આજના જુવાનીયામાં એવી ટેવ હોય છે કે કોઈ કામ સોંપ્યું હોય તો તે ક્યારે પુરૂં થાય, ને ક્યારે જલદીથી કરી લઉં, એવી ઇંતેજારી રાખે છે. કોઈ વિદ્યાર્થી અથવા જુવાનીઓ કોઈ કામ આટોપી લેવા

બાબત વાત કરતો હોય ત્યારે આપણે તેને એમ બોલતો સાંભળીએ છીએ, કે પેલું કામ મેં કેવું જલદીથી કરી લીધું ? પણ એમ સાંભળતા નથી કે તે મેં કેવું કાળજીથી ચોકસ રીતે કર્યું છે ? જે કામ કરવા જોગ છે તેતો સારૂંજ કરવું.

બીન કાળજીથી કામ કરવાથી શું ફળ થાય છે તે નીચેના દાખલાપરથી જણાશે.

અમદાવાદના કોઈ એક નામાંકિત નરના છોકરાના લગ્ન પ્રસંગે પરગામ જાન જવાની હતી, તેથી તે ગૃહસ્થે અસલના રિવાજ પ્રમાણે પોતાને પહેરવાનો સફેદ જામો ધોબીને ત્યાં ધોવા આપેલો, તે જે વખતે જાન નિકળવાની વખત થઇ તેજ વખતે ધોઇને ગેડ વાળીને ધોબી લાવેલો. પેલા ગૃહસ્થે તે જોયા વગર–તથા રખેને તેને ઊકેલીને તપાસતાં તેની ગેડ ભાગી જાય એવી બીકથી સાચવીને પાકીટમાં એકદમ બાંધી દીધો. બાદ વેવાઇના ગામમાં પહોંચ્યા એટલે જ્ઞાતિના રિવાજ પ્રમાણે સામૈયુ તેડવા આવ્યું, એટલે બધા જાનૈયા જામા પહેરીને તૈયાર થયા, ને પેલો ગૃહસ્થ પણ પાકીટમાંથી કાઢીને જામો પહેરવા જાય છે તો તે હાથેજ બીલકુલ ચડયો નહીં, કેમકે તે બદલાએલો હતો. તે વખતે કેટલું બધું તેને વિમાસવું પડયું છે, કે તે બાબત અત્રે વર્ણવ્યા કરતાં વાંચનારને વિચાર કરવાથી વધારે ખ્યાલ આવશે.

આંખમાં આંસુની ધારા વહી, કેમકે બધાએ જામા પહેરેલા, ને તેને અંગરખુ પહેરીને જાનૈયા સાથે જવું પડયું. જો પ્રથમથી તેણે તે જામો જોઈ ચોકસાઈ કરી હોત તો આવો વખત આવતજ નહીં.

તેમજ તમને જે કામ સોંપવામાં આવે તે ત્વરાથી નહીં કરતાં ચોકસ રીતે કરવું, કેમકે જેમ તેમ તાકીદથી કામ કરવાથી યશ મળતો નથી, પણ ભુલ વગર સારૂં કરવાથી યશ પ્રાપ્ત થાય છે.

કેટલાક વાંચનારા ઊપર ઊપરથી વાંચી જાય છે, પણ તેથી શું યાદ રહે? કાંઈ વાંચી જવાથી વિદ્વત્તા આવતી નથી, પણ જે ધ્યાન દઈ યાદ રાખીએ તેજ વિદ્વત્તા કહેવાય.

એકવાર એક જણ બીજાને તેના કામમાં ફતેહ મેળવતો જોઈ પૂછવા લાગ્યો કે ભાઈ! તને તારા કામમાં શી રીતે યશ મળે છે? ત્યારે તે કહેવા લાગ્યો કે એક કામ હું એકજ વખત કરૂંછું, ને તે એવી કાળજીથી કરૂંછું કે તે પછી ફરીને જોઈ જવાની હું પરવા પણ રાખતો નથી. માટે જે કામ કરો તે ચોકસ કરો, કે તે ફરીને જોવાની જરૂર પડે નહીં. કાગળ લખતાં ડાઘ પાડો ને પછી માહી લખો કે ભાઈ! ડાઘા હુધીને માટે ક્ષમા કરજો. એમ ઊતાવળ કરી ને ગંદુ કામ કર્યા પછી માફ માગવી એ કાંઈ ઠીક નહીં. વળી તમે એવું લખાણ લખો કે ઘડી કેડે તે તમને ઊકલે નહીં તો બીજાને તો શેનુંજ ઊકલે? આવું ઊપલક કામ કરવાથી શો ફાયદો?

બજારમાં ગમે તેવી હલકી ચીજ લેવી હોય તોપણ બે ચાર ઠેકાણે જોઈ ચોકસાઈ કરી લેવી જોઇએ; જો ખાવા જેવી જણસ હોય તો તે ચાખીને લેવી જોઇએ, પણ ગાંધીને ત્યાં ગયા હોઇએ ને પડીકું બાંધીને કાંઈ પણ ચીજ આપે તે પછી સારી છે કે ખોટી તેનો તપાસ કર્યા વગર ઘેર લઈ જઇએ, ને પછી માંહેથી નઠારી નીકળે તો કેવું વિમાસવું પડે? માટે દરેક વસ્તુ જોવી, તપાસવી,

પછી લઈ જવી. ઉધડીઉ કામ કરવું નહીં. આવી રીતે ઉધડીઉ કામ કરનારા ઘણું કરીને ગૃહસ્થ લોકોના નોકરો જોવામાં આવે છે. તે બજારમાં શાક લેવા જાય છે ને કાછીઆને પૂછેછે કે શો ભાવ છે? એટલે પેલો જે ભાવ કહે તેપર વિશ્વાસ રાખી કારેલાં કે કંટોળાં સારાં કે નરસાં જે આપે તે લઇને ઘેર આવે છે. બાદ તે શાક સુધારતી વખતે જુએ છે તો માંહેથી અડધો અડધ સડેલાં નીકળે છે. ને સડેલાં નીકળે એટલે શેઠ કોપાયમાન થાય એમાં શી નવાઈ?

## જૂઠ.

જૂઠ તજી દ્યો. સત્ય બોલવાપર પ્રેમ રાખવો તેનાં કરતાં બીજો ઊત્તમ પ્રકારનો સદ્ગુણ નથી. જે બીજાને છેતરે છે તેના ઊપરથી લોકનો ભરોંસો ઊઠી જાય છે. પોતાના દિલનું કપટ તથા જીભની જૂઠ જાણવાથી પોતાના મનમાં હમેશાં વહેમનો વહેમ રહે છે. અને પછી પોતાના મોટામાં મોટાં સુખને ધોકકો લાગે છે. કારણ કે તે જુઠાને જેની સાથે સમાગમ થાય છે તેનાપરથી તેનો વિશ્વાસ ઉઠી જાય છે. તે એમ સમજે છે કે જેમ હું તેમને જૂઠાં બહાનાં બતાવી પાણીમાં બાથ ભીડાવું છું, તેમ તેઓ પણ મારૂં કામ તેવુંજ કરશે. જૂઠ ઝાઝી વખત ટકતી નથી કેમકે તેનો આવર્દા ઘણો ટુંકો છે. જેને જૂઠું બોલવાની આદત પડી છે તેનાથી કાંઈ પણ સારૂં કામ થઈ શકતું નથી. લોકમાં તે બે ઈમાનદાર ગણાય છે તેથી તેનો વ્યવહાર ટુટી પડે છે. ને પરિણામે બિનરો-

જગારી થઈ મહા મહા આપત્તિમાં આવી પડે છે. જુઓ એક જૂઠના સંબંધથી કેવી દુર્દશા થાય છે.?

## નિંદા.

બીજાના કામમાં બનતાં સુધી વચ્ચે પડવું નહીં. કોઇના કામમાં દોઢ ડાહ્યા થવું એ એક દુનિયાનો સાધારણ દોષ છે, કેટલાકતો ભેગા થાય કે તરતજ ત્રાહિત શખ્સની વાત કરવા માંડે છે. કોઈની ગેરહાજરીમાં નિંદા કરવી એ ઘણું અન્યાય ભરેલું છે. એતો કોઈ તહોમતદારની ગેરહાજરીમાં કામ ચલાવા જેવું થાય છે. ફોજદારી કાયદામાં પણ એમ લખ્યું છે કે જ્યાં સુધી તહોમતદાર ઊપરનું તહોમત સાબિત નથી ત્યાં સુધી તેને નિર્દોષ ગણવો. પણ અહીંતો પાંચ પંચાતિયા ભેગા થયા એટલે તેમના મનમાં તો વાજબી ને ગેરવાજબી સરખુંજ છે, અને તેઓ પૂરાવો સાંભળ્યા વગર લાગલોજ ફેંસલો આપે છે કે ફલાણો માણસ આવો છે, તેવો છે. જેઓ બહુ બોલકણા હોય છે, અને જેઓને બહુ ઘરોમાં ફરવાનું હોય છે, તેઓને આવી નિંદા કરવાની બહુ ટેવ હોય છે. પણ તેઓ સમજતા નથી કે કોઈની નિંદા કરવાથી તેમને કાંઈ ફાયદો મળતો નથી, અને તેમની નિંદાથી બીજાની આબરૂને બટ્ટો લાગવાનો સંભવ છે. તેમ ગિબત કરનારાએ વળી સમજવું જોઇએ કે તેઓ જે જે ભૂડું બોલે છે તે. સામાને કાને જાય છે, અને તેથી કરીને તેમને સામાની સાથે દુસ્મનાવટ થવાનો સંભવ

રહે છે. વળી હે ભાઇઓ! તમે ખસુસ યાદ રાખજો કે જે માણસો કોઈની કુથલી કરવામાં તમારી સાથે સામેલ થાય છે તેઓ તમારી ગેરહાજરીમાં તમારૂં પણ ભૂડું બોલ્યા વગર રહેશે નહીં, માટે તેવા માણસને તમારી બેઠકમાં કદી ભેળવશો નહીં, તેમજ તમે કદી તેમની બેઠકમાં ભળશો નહીં, કેમકે તેવાની સાથે સંબંધ રાખવાથી તમારા વિષે લોકમાં ખોટું બોલાશે.

## વખતસર કામ.

નિયમિત વખતે કામ કરવાની ટેવ રાખવી. જો એક ક્ષણવાર મોડું થાય તો તેમાં કેટલું બધુ નુકશાન થાય છે? વળી કોઇવાર તો નુકશાન થાય છે એટલુંજ નહીં, પણ જે શખ્સના મોં આગળ તમારે અમુક વખતે હાજર થવાનું છે તે વખતે તમે હાજર ન થાઓ તો તમે તેનું એક જાતનું અપમાન કર્યું કહેવાય. માટે ઠરાવેલા વખતે બીજા કોઈ કામના સબબથી તમારાથી હાજર થઈ શકાય એવું ન હોય તો તેને અગાઊથી ચીઠ્ઠી લખી ખબર આપવી. અને જો ખબર આપવામાં ન આવે તો સુધરેલા દેશોમાં તે અપમાન બદલ અથવા વખતની નુકશાની બદલ દાવો કરવામાં આવે છે. જો કે આપણા દેશમાં એવો દાવો કરવાનો ચાલ નથી તોપણ તેના મનમાં માઠું તો લાગે છે.

## અપલક્ષણ.

કેટલાક માણસોમાં નખ કરડવાના, તથા પગ ઊપર પગ ચઢાવીને બેસવાના, તથા ટેબલ ઊપર હાથવતી ટકોરા વગાડવાના, આંગળી ઊપરથી વીંટી કાહાડ ઘાલ કરવાના, તથા હાલતા ચાલતા મનમાં રાગ ઘુંટવાના તથા હજામની માફક કોટની બહાર ઘરાણું રાખવાના, ઇત્યાદિ બહુ અપલક્ષણ હોય છે.

વળી કોઇના બારણા આગળ છાનામાના ઊભા રહીને કોઇની વાત સાંભળવી, તથા બાકોરાંમાંથી ડોકીઆં કરવાં તે બહુ ધિક્કારવા જોગ ટેવ છે. તમે ગમે તેવા ચંચળ કહેવાતા હો, તોપણ તે ચંચળાઈ તથા ચાલાકીનો ઉપયોગ તમારા મિત્રની નિંદા અને મશ્કરી કરવામાં કરશો નહીં, કારણ કે તેમ કરવાથી દુશ્મનાવટ થવાનો સંભવ છે. કહેવત છે કે રોગનું ઘર ખાંસી અને લડાઇનું ઘર હાંસી. વળી પાંડવ કૌરવનું મોટું યુદ્ધ થયું તેનું મૂળ પણ મશ્કરીજ હતું. તે એવી રીતે કે જે વખતે પાંડવોએ ઇંદ્ર પ્રસ્થ મહેલ ચણાવેલો, તેને ભોંય તળીએ એવી રીતે કાચ ઢાળવામાં આવ્યા હતા, કે જ્યાં પાણી ન હોય ત્યાં પાણી જેવું દેખાય, ને જ્યાં પાણી હોય ત્યાં (પાણી) નથી એમ જણાય. તે ઠેકાણે એકવાર દુર્યોધન આવી ચડયો, તેણે જ્યાં પાણી નહોતું ત્યાં પાણી જેવું જણાયાથી લૂગડાં ઉંચાં લીધાં, ને જ્યાં ખરેખર પાણી હતું ત્યાં તે નહીં જણાયાથી ઊંચાં લીધેલાં લૂગડાં લટકતાં મૂક્યાં. તેથી તે પલળ્યાં એટલે દ્રૌપદી તે વખત ત્યાં હતી, તે ખડખડ હસી પડીને કહ્યું, કે આંધળાના દીકરા આંધળાજ હોય, તે

સાંભળી દુર્યોધનને ક્રોધ ચડ્યો ને તે પાછો વળ્યો, ને તેજ વખતથી વેર બંધાયું. જે મશ્કરીથી કોઇને ખોટું લાગે એવી હોય તો તેવી મશ્કરી કદી કરવી નહીં. જેની આપણે મશ્કરી કરીએ તેને તો તે કદી પસંદ પડેજ નહીં, ને તે પંડે હસે પણ નહીં. સહેજસાજ મશ્કરી વિનય પૂર્વક કરી હોય તો ફિકર નહીં, પણ તે રીત આવડવી જોઇએ, ન આવડતી હોય તો ચુપકીથી બેસી રહેવું. તમે જેની સાથે વાત કરતા હો ને તેના શરીરના અવયવોમાં કાંઈ ખોડ ખાંપણ હોય તો તેપર કદી મશ્કરી કરવી નહીં. તે મશ્કરી તો તમે તમારા બનાવનારની કરોછો એમ ગણાય—જે કદ્રૂપો છે તેને માટે તે જવાબદાર નથી. એતો ઇશ્વરીકૃત્ય છે, ને કેમ જાણ્યું કે તમે પણ શોભાયમાન આકૃતિના સદા રહેશો. ન કરે નારણ ને કાલ બળીઆકાકા નીકળે તો તમે પણ કાળા ભૂત જેવા તથા કાણા કુબડા ઘડીના છઠ્ઠા ભાગમાં થઇ જાઓ, માટે દેહ વિષે અભિમાન રાખી કોઇને મશ્કરીમાં ઊડાવવાનું અપલક્ષણ રાખવું નહી. વળી કેટલાકને એવી ટેવ હોય છે કે રસ્તામાં જતાં કોઇ સાથે સેહેજ ઓળખાણ થાય એટલામાં તેના પગાર વિષે પૂછપાછ કરવા માંડે છે, તે પણ મોટું અપલક્ષણ છે, અને આ વાત ઇંગ્રેજોને બીલકુલ પસંદ નથી, એટલુંજ નહીં પણ તેઓ એવા સવાલથી અપમાન સમજે છે; સબબ સદરહુ અપલક્ષણ જેઓમાં હોય તે તજી દેવાં જોઇએ.

## મશ્કરી.

પોતાની જાત વિષે બોલી બડાઈ મારવી તે ભયંકર ને જો-

ખમ ભરેલું છે, તો છુટ લઇને બીજા સાથે બોલવું, તથા કોઈની મશ્કરી કરવી એ વધારે ભયંકર કેમ ન હોય? મશ્કરી કરવાથી વખતે ઘણા માણસો ખુશી થાય છે, પણ તેથી કોઇનું દિલ દુભાયાથી જે ગુસ્સો ઊત્પન્ન થતાં મનમાં આંટી પડે છે, તેથી મશ્કરી કરનારને આગળ ઊપર બહુ નુકશાન થાય છે. માટે કોઇને ખોટું લાગે એવી વાત કિંવા મશ્કરી કરવાની ટેવ રાખવી નહીં, તેમ બીજાની ખામી જોઇ લોકોને હાસ્ય ઊપજાવી તમારી હુંશિયારી બતાવવાને કોઇને ટોળ કરી બનાવશો નહી. વળી જે શખ્સને જે વસ્તુનો અભાવ હોય, તે તેના મોં આગળ રજુ કરી તેને બનાવો તે કાંઈ ઓછું અપમાન કહેવાય નહીં. આવી રીતે કોઈની મશ્કરી કરવાથી અવલોકન કરનાર જન મંડળ પ્રથમ ખુશી થશે ખરા, પરંતુ તે મશ્કરીથી જેનું દિલ દુખાયું હશે, તે તમારો દુશ્મન થશે અને તેજ ખુશી થનારા શખ્સો જેમણે ખુશાલીમાં ભાગ લીધો હતો તે તમારાથી ડરતા રહેશે, અને ઘણુ કરીને તમને ધિક્કારશે પણ ખરા. જો તમારામાં અક્કલ હોય તો તે કોઇને ખુશ કરવામાં વાપરો, પણ મર્મના વેણ વાપરી કોઇને દિલગીર કરશો નહીં. જો કે માણસના સમુદાયમાં કેટલાક મૂર્ખ અને લુચ્ચા હોય છે, તોપણ તે દરેકને મોડામોડ તે જેવા હોય તેવા તેમને કહીએ તો પછી તેમની સાથે લડાઇનો અંત પણ આવે નહી. આપણે તો લુચ્ચા માણસને ધિક્કારવો ને મૂર્ખના ઉપર દયા રાખવી એજ સદ્દગુણ છે.



## દુરાચારીથી દૂર રહેવું અને તેમની મોજ મઝામાં ફસી પડવું નહીં.

સોબત તેવી અસર એ કહેવતને અનુસરીને જુવાન માણસોને તેમના સોબતી જેવી રીતે વર્તતા હોય તેવીજ રીતે વર્તવાનું સ્વાભાવિક રીતે મન થાય છે. ઘણું કરીને સોબત (સારી યા નરસી) થવાનો સંભવ મોટાં શહેરોમાં કે સ્કૂલોમાં બહુ હોય છે. ઘણાક ગામમાંથી આવી રહેલા જુવાન માણસનો સમુદાય મોટાં નગરોમાં બહુ જોવામાં આવે છે. અને તેમનું આવવાનું પ્રયોજન મોઝમઝા કે દ્રવ્ય સિવાય બીજું કાંઈ હોતું નથી. ત્યાં આવ્યા બાદ કેટલાક સદ્‌ગુણી નીવડે છે, અને બીજા જેઓ મૂળથીજ દુરાચારી હોય છે, અને જેમને પોતાનાં ઘર આગળ દાબમાં રહેવું પડે છે, તેથી તેઓ ત્યાં આવી ઊલટા વધારે બગડે છે. જ્યારે આવા મોટા અને ધામધુમીઆ નગરમાં સજ્જન અને દુર્જન ભેગા થાય છે, ત્યારે દુર્જનો તેમને તેમના જેવા કરવાને યુક્તિ પ્રયુક્તિ કરે છે. આવા દુષ્ટ જનોમાંથી સેંકડો જન પોળોમાં, દુકાનોમાં, અથવા ગલીકુંચીઓમાં આમ તેમ ભટકતા જોવામાં આવે છે. તેઓ ઉપર ઉપરથી સજ્જનોમાં ખપવામાં ડોળ બતાવે છે. તેઓ પોતાના પાપી કૃત્યો એવી ગુપ્ત રીતે કરે છે કે લોક તેમના ઉપર વહેમ લાવતા નથી, અને કેટલીક મુદત સુધી તેમની એબ ઢંકાય છે ખરી. પરંતુ કાળે કરીને પાપનો ઘડો ભરાય છે ત્યારે તે ફુટી તે વાત અંતે બહાર પડયા વગર રહેતી નથી. આવા દુર્જનોથી સજ્જનોએ હમેશાં ડરતા રહેવું

જોઇએ. જેઓ દુરા ચરણમાં હદપાર ગએલા છે, અને જેમણે લાજ મર્યાદા કોરે મૂકી છે, તેમને તો પછી ગમે તેટલું કહેવામાં આવે, તો પણ કાંઈ અસર થતી નથી. આવાની સાથે અમસ્તા ફરી હરીએ તોપણ આપણે વગોવાઇએ. દુષ્ટ લોકો ભોળા જુવાનીઆની સાથે ધીમે ધીમે મહોબત કરે છે, અને પછી તેમને ભરોંસામાં નાંખી દોસ્તી કરી લે છે. અને જ્યાં મન મળ્યું કે તરતજ પછી તેના જેવાં અઘટિત કામો કરતાં તેને શીખવે છે. પેલો ભોળો જુવાનીઓ કાંઇ વાતે વાતમાં કરકસરની વાત કરવા જાય, તો પેલો દુર્જન તેને એકદમ ઉલટાવા મંડી પડી તેને ચાટ પાડે છે, અને કહેવા લાગે છે કે કરકસર કરવી એતો નીચ માણસનું કામ છે. વળી બીજા પ્રસંગે પેલો ભોળો જુવાનીઓ વ્યસનથી દૂર રહેવાની વાત કરે ત્યારે પેલો દુષ્ટ જન કહેવા લાગે છે, કે "તમે આવા વ્હેમી ક્યાંથી થઇ ગયા? એતો બહુ છોકરવાદનું બોલવું જણાય છે." એમ ટપ્પા ઉપર ટપ્પા મારી બીચારા જુવાનીઆને દરેક વ્યસનમાં તથા દુરાચારનાં ચડાવે છે. આવી રીતે તો કોઇ હજારો માણુસ દુષ્ટ જનોની ઝેરી જાળરૂપી સોબતમાં ફસાઇ પડે છે, અને આબરૂના કાંકરા કરે છે. જ્યારે માબાપ પોતાના છોકરાંને આવી રીતે વણી ગએલાં જુવે છે, ત્યારે મરતી વખતે પણ તેમનો જીવ કામે કર્યો ખોળીઆમાંથી નીકળતો નથી.

કોલેજમાં પણ કેટલાક છોકરા દુર્ગુણી થાય છે, અને પોતે આળસુ હોય છે ને બીજાને પણ તેવાજ કરવાને કોશીશ કરે છે. પોતે દુરાચારી એટલે બીજાને પણ તેવાજ બનાવાને લાગ જોયાજ કરે છે.

નવા દાખલ થએલા વિદ્યાર્થીઓ જુનાની કઢંગી ચાલ શીખે છે, અને પછી તેમની પણ તનદુરસ્તિ તથા આબરૂને ધોકકો લાગતાં વિલંબ થતો નથી. આવા જુવાનીઆને એટલીજ ચેતવણી આપવાની છે, કે જો તમારા મનમાં કાંઈ પણ લાગણી હોય, અથવા શરૂઆતમાંજ નઠારૂં કામ કરતાં તમને કાંઈ પસ્તાવો થતો હોય, તો તમે તેવાં કૃત્યો એકદમ મુકી દો. જો તમે નહીં મુકો, ને નઠારે રસ્તે દીન પ્રતિદિન ચઢે જશો, તો પછી તમારી ઉમેદ કોઈ પણ શુભકામમાં પાર પડશે નહી. અને તમારાં માબાપ તમારાપર હમેશાં કકળ્યાંજ કરશે, ઇશ્વિર રૂઠશે, તથા નિરાશારૂપી કેદખાનામાં તમારે બંધિવાન થઇને રહેવું પડશે. માટે એવા દુષ્ટ દોસ્તદારના પંજામાં સપડાતાં હોંશીઆર રહો. ને જેમ સર્પથી ડરીને ચાલો છો તેમ તેમનાથી પણ ડરીને દૂર રહો. જેઓ સારાની સોબતમાં ફરે છે તેઓ સારા નીવડશે, અને નાદાનની દોસ્તી કરશે તેનો તો જીવજ જવાનો.

---

## અદેખાઈ.

કોઈ માણસની ફતેહ તથા કીર્તિનો ફેલાવો જોઈ હલકા માણસને અદેખાઈ આવે છે. જેનામાં સદ્‌ગુણ હોતો નથી તે બીજાનામાં તે દેખીને અદેખાઈ કરે છે. કારણ કે કેટલાકનાં મન એવાં હોય છે કે પોતાનું સારૂં જોઇને ખુશી થાય, અથવા બીજાના દુ:ખના વખતમાં ખોદણી કરીને ખુશી થાય, એટલે કેટલાક એવા

પણ છે, કે પારકે દુઃખે સુખી ને પારકે સુખે દુઃખી. જીજ્ઞાસા વાળા ઉદ્યોગી માણસો ઘણુકરીને અદેખા હોય છે. પણ જે માણસ પોતે ફક્ત પોતાનાજ કામમાં લક્ષ આપે છે તેને અદેખા થવાનું કારણ મળી આવતું નથી. નવા માણસોનો ઉદય થાય છે ત્યારે ઉમદા કુટું-બના માણસો તેમની અદેખાઈ કરતા જણાય છે. કેમકે તેમને તે-મની સ્થિતિનો ફેરફાર લાગે છે, એટલે તેઓ એમ ધારે છે, કે તેમને ઉદયના અજવાળામાં આવવાનું થયું, એટલે આપણને અસ્તના અં-ધારામાં રહેવું પડશે. કદ્રૂપા, બાયલા, અને વૃદ્ધ માણસો અદેખા હોય છે. કારણ કે જે પોતે પોતાનું કામ સુધારવાને શક્તિવાન નથી તે બીજાનું બગાડવાને બનતી તજવીજ કરે છે. ખોટી પતરાજીને બડા-ઈથી જે લોકો બધા કામમાં હોંશિયારી ને શ્રેષ્ટતા બતાવવાની ઉમેદ રાખે છે તે બધા અદેખા હોય છે. હેડ્રીઅન બાદશાહને એવી બહુ ટેવ હતી કે "બસ બધા કામમાં હુંજ હોંશિયાર હોઊં." એમ ધારી તે કવીઓ, ચીતારા તથા કારીગરોના કામ ઉપર બહુ અદે-ખાઈ કરતો. વળી જાતભાઈ, એકજ ઓફીસના માણસો, અને જેઓ ભેગા ઉછરેલા હોય, તેઓમાંથી જ્યારે તેમના સરખેસરખા મોટા દરજ્જાના થાય છે, ત્યારે તેમાનાપર તેઓ અદેખાઇ કરે છે. કેમકે તેઓ તેમના નસીબ ઉપર નિસાસો મુકી પેલાઓને હમેશાં યાદ કરે છે, ને બીજાને આંગળી કરી બતાવે છે, કે જુઓને આ અમારી સાથેના હાલ આવી ઉત્તમ સ્થિતિ પામ્યા છે.

પ્રથમથીજ ઉત્તમ ગુણવાળા માણસો જ્યારે ઉદય પામે છે ત્યારે તેમનાપર લોક થોડી અદેખાઇ કરે છે. કેમકે લોક એમ ધારે

છે, કે તે એવી સ્થિતિને લાયક છે. કોઇ માણસ કોઇને દેવું વાળતો દેખીને અદેખાઈ કરતો નથી, પણ કોઈની ઉદારતા, તથા સરપાવો વહેંચાતા જોઇને અદેખાઈ કરે છે. વળી અદેખાઈ હમેશાં માણસની જાતના મુકાબલા સાથે નિકટ સંબંધ રાખે છે. એટલે જ્યાં સરખે સરખા ઘણા હોય, તેમાં મુકાબલો કરવાનો પ્રસંગ આવેથી, અદેખાઈ ઉત્પન્ન થાય છે, અને તેથી કરીને રાજાઓ ઉપર રાજાઓ શિવાય બીજા કોઈ અદેખાઈ કરી શકતા નથી. નાલાયક માણસો સારી સ્થિતિમાં આવે છે, ત્યારે તેમના ઉપર ઘણી અદેખાઈ કરવામાં આવે છે. તેમજ દ્રવ્યવાન તથા ગુણવાળા માણસના પૈસા લાંબીવાર સુધી ટકે છે, ત્યારે તેમના ઉપર પણ ઘણી અદેખાઈ થાય છે.

ખાનદાન કુટુંબના માણસોની ચડતી થાય છે, ત્યારે તેમના પર થોડી અદેખાઈ થાય છે, કેમકે લોકોને એમ લાગે છે કે ખાન-દાનને તે ખાનદાની પ્રમાણે સુખ થવુંજ જોઇએ. જેઓ એકદમ ચઢે છે, તેમના ઉપર જેટલી અદેખાઈ થાય છે, તેના કરતાં જેઓ ધીમેધીમે ચઢે છે, તેમના ઉપર થોડી થાય છે. જેઓએ ઘણી મુસા-ફરીઓ કરીને દુ:ખ વેઠીને માન મેળવ્યું હોય છે, તેમનાપર થોડી ઇર્ષા થાય છે, કેમકે લોક એમ ધારે છે કે તેઓએ પરાકાષ્ટાથી માન સંપાદન કર્યું છે, અને તેમ ધારી તેમનાપર કોઈ કોઇવાર તો દયા પણ લાવે છે, અને દયા ઉપજે એટલે અદેખાઈ નાશ પામે છે, અને તેટલાજ માટે તમારા જોવામાં આવતું હશે કે, જેઓ ઊંડા અને ગંભીર સ્વભાવના ખટપટીઆ પુરૂષો પોતાની મોટાઇના વખતમાં ઉપર ઉપરથી નીસાસો નાંખી એમ કહે છે, કે મન જાણે કે અમો

જીંદગી ભોગવીએ છીએ, ખરૂં પુછાવો તો તેમને કોઇ પણ નીસાસો મુકવાનું કારણ હોતું નથી, તેમ તેમને કોઇ પણ એવો સંતાપ થતો નથી; પણ એમ કરવાનું કારણ એટલુંજ કે લોક તેમનાપર અદેખાઈ કરે નહી, ને કરતા હોય તો ઓછી કરે. જેઓ દ્રવ્યની મોટાઇથી મગરૂબીને ઉદ્ધતાઇથી વરતે છે, અને લોકોને એમ બતાવે કે અમારા જેવુ કોઈ છેજ નહી, અને ખુબ રોફ મારે, તથા સામોપડી ફતેહ મેળવે છે, તેમનાપર બહુ અદેખાઈ લોકોને આવે છે. પરંતુ જેઓની મોટાઈ હોવા છતાં અભિમાન તથા પતરાજી રાખ્યા વગર વરતે છે તેમનાપર અદેખાઈ કોઈ કરતું નથી.

---

## ક્રોધ.

ક્રોધ તો કદી બતાવવોજ નહીં. માણસને અક્કલ શું કરવા આપી છે? તે તેને દોરવાને આપી છે. દુષ્ટ મિજાજ તોફાની થઇને અક્કલને ઊંધી વાળી નાંખે છે, ને તેનું ચાલવા દેતો નથી. માણસનો મિજાજ જાય છે તે વખતે તેનું મન શાંત રહેતું નથી, અને તેનો ચેહેરો પણ બેડોળ થઈ જાય છે. અને આખું શરીર પણ કદરૂપુ જણાય છે. એક ક્ષણવારના મિજાજમાં જીંદગીની દોસ્તિ તોડી નાં-ખવામાં આવેલી જોવામાં આવી છે. તથા જીંદગીની આશાનો ભંગ થાય છે, તથા જીંદગીની શલાહશાંતિને પણ ધોક્કો લાગે છે, અને તેનું પરિણામ દિલગિરી સિવાય બીજું કાંઈ થતું નથી. સજ્જનો ભંગીઆને અડવાથી જેટલા દોષને પાત્ર થતા નથી, તે કરતાં વિ-

શેષ દોષને પાત્ર ક્રોધરૂપી ચંડાળને અડવાથી થાય છે. કેમકે ક્રોધ ન કરવાનાં નિંદ્ય કર્મ કરાવે છે. માબાપ અને મિત્રનો સ્નેહ તજાવે છે. સ્ત્રીની સાથેનો હમેશનો સંબંધ તોડાવે છે. જેનામાં ક્રોધરૂપી કાળા નાગે પ્રવેશ કર્યો છે, તેનું શરીર હમેશાં ઘણું શુષ્ક, અને શ્યામ વરણી હોય છે. તેની આંખમાં અમીને બદલે વિખ કરતાં વિશેષ ઝેર ઝરી રહેલું જણાય છે. ક્રોધના સમાગમથી કોઇક વખત જીવને જોખમ થાય છે.

## પ્રમાણિકપણું.

પ્રમાણિકપણું એ ઉત્તમ ગુણ છે. એમ ધારીને પ્રમાણિક થવું જોઇએ એમ નથી, પણ ઇશ્વર તથા માણસ પ્રત્યે પ્રમાણિકપણે વરતવાની આપણી ફરજ છે. અપ્રમાણિકપણે મેળવેલા ફાયદાથી જે મન રાજી થાય છે, તથા જે મન ગેરવ્યાજબી કામો કરવાને ગુંથાએલું હોય છે, તે મન દુષ્ટ પ્રકારનું હોવું જોઇએ. આખા જગતનો વ્યવહાર પ્રમાણિકપણાથીજ ચાલે છે. જો તે ન હોત તો માણસો જે સુખી ગણાય છે, તે કદી ગણાત નહીં.

## દ્રઢતા.

જે વિચાર બહાર પાડો, તે બહુ વિચારીને બહાર પાડજો. કેમકે તે એકવાર દર્શાવામાં આવ્યો એટલે તમારે તેને અનુસરીને

ચાલવુંજ પડશે. જો તેમ ન ચાલો, ને તે વિચાર વારંવાર બદલો, તો તમારા મનની નબલાઈ જણાય. કાલ તમે જે વાત કહી હોય, તેની આજ ના પાડશો નહીં. જો ના પાડશો તો મૂર્ખ બનશો અને પછી તમારા બોલ્યા ઉપર કોઈ વજન રાખશે નહીં. દઢતાથી દુશ્મનો હમેશાં ડરતા રહે છે, અને મિત્રો ઘાડા સ્નેહિ થાય છે, અને સંબંધીઓ આપણા પૂરૂષાર્થથી મોહિત થઈ આપણને વશ થાય છે, અને આપણી કીર્તિ પ્રકાશ પામે છે, તે દઢતાનાજ પ્રતાપથીજ.

## જ્ઞાનીનું ડોળ નહીં ઘાલવા વિષે.

પ્રસંગોપાત જ્ઞાન બતાવાની જરૂર પડે તોજ બતાવવું. તમે તે નહીં બતાવો તો તમે વિનયવાળા ગણાશો, અને ખરેખર ઘણું જ્ઞાન છે એમ લોક ધારશે. પાંચ માણસમાં બેઠેલા હોય તે વખતે તમે વધારે ડાહ્યાને વિદ્વાન છો, એમ બતાવવાને ફોકટ ફાંફાં મારશો નહીં. જે શખ્સ એવી રીતે જ્ઞાન બતાવવાને ખોટો ડોળ ઘાલે છે, તે વખતે તેનું જ્ઞાન કેટલું છે, એમ જોવાને સવાલ કરનાર પણ નીકળી આવે છે, અને તે સવાલનો જવાબ યોગ્ય રીતે આપવામાં ન આવે, તો તેની હાંશી થાય છે. જેમકે—એક વેરાગી ફક્ત રામકથા ભણેલો હતો પણ એવું ડોળ ઘાલતો હતો, કે હું સંસ્કૃત પણ જાણુંછું. પછી કોઇએ પૂછ્યું, કે **रामोलक्ष्मण मब्रवीत्** તેનો શો અર્થ? ત્યારે તેનો ખરો અર્થ એ છે કે રામે લક્ષ્મણને કહ્યું, તેવો

અર્થ નહીં કરતાં વેરાગીએ કહ્યું **रामो** એટલે રામ **लक्ष्मण** એ-ટલે લક્ષ્મણ અને **मब्रवी** એટલે સીતા. કેમકે **मब्रवो** કહ્યો નથી. માટે રામ લક્ષ્મણની જોડે સીતા સિવાય બીજી કઈ **मब्रवी** હોય? પછી પૂછનારે પૂછ્યું કે બાકી રહેલા **त्**નો શો અર્થ? ત્યારે વેરા-ગીએ કહ્યું કે **त्** એટલે હનુમાન–પૂછનારે પૂછ્યું કે શાથી જાણ્યું કે **त्** એટલે હનુમાન ત્યારે વેરાગીએ કહ્યું કે હનુમાનનો પગ ખોડો છે, ને **त्** પણ ખોડો છે. તે સાંભળીને પૂછનાર પંડિતને અંતઃકર-ણમાં હસવું આવ્યું ને જાણ્યું કે આ ખોટો ડોળ ઘાલે છે.

સજ્જનોએ આવી હાંશીને પાત્ર ન થવાને માટે સાવચેત ર-હેવું. કેમકે ખરૂં જવાહીર એની મેળે ઝળકી ઉઠે છે અને તે ખૂ-ણામાં રાખી મૂકવામાં આવે તોપણ તેની કીંમત ઓછી થાય નહીં, જેઓ ઝાઝું વાંચે છે ખરા, પરંતુ થોડું સમજે છે તેમનામાં ઢોંગ વધારે હોય છે. વિદ્વાનોમાં ઢોંગી માણસ ઉઘાડો જણાઈ આવે છે જે પુરૂષ એકજ વિષય ઉપર વારેઘડીએ વાત કર્યા કરે છે, તેમાં તેની હોંશિયારી બતાવે છે, પણ તે વિષય તેની પાસેથી લેઈ લેવા-માં આવે, ને બીજા વિષયપર બોલવાનું કહેવામાં આવે, તો તે આંધળો ભીંત થઇને ઉભો રહેશે. આવી રીતે થોડું જ્ઞાન હોય ને વધારે બતાવા જાય તેની લોકમાં મૂર્ખાઈ જણાય છે.



## વાત કરવાની ચતુરાઈ.

વાકચાતુરી સંપાદન કરવાને ઘણા ગુણની જરૂર છે. વાત કરનારમાં દુનિયાનું તથા પુસ્તકોનું જ્ઞાન હોવું જોઇએ, વળી તેની યાદ દાસ્તી તથા સ્વભાવ તથા રીતભાત પણ સારી હોવી જોઇએ.

વિચિક્ષણ બુદ્ધિવાળો વાત કરનાર શખ્સ ઘડીમાં ગંભીરતાથી વાત કરે છે, ને ઘડીમાં આનંદ ઉપજે એવી વાત કરે છે. વળી થોડીકવાર રમુજી ભરેલી વાર્તા કહે છે. ને થોડીકવાર ટીકા ભરેલી વાત કરે છે. આમ ભિન્ન ભિન્ન જાતની વાતો કરવાથી શ્રોતા જનને કંટાળો ઉપજતો નથી. જેનો સ્વર સારો, સ્વચ્છ, અને મધુર હોય છે, અને જેની વાતમાં નકામ; ટાયલાં હોતાં નથી, તે સારો વકતા ગણાય છે. જે શખ્સને ધીમે રહીને બોલવાની ટેવ હોય તેણે તે સુધારવી જોઇએ, કારણ કે ધીમે બોલવાથી તેની વાત કોઈ સમજી શકતું નથી. વાત કરતી વખતે કોઈ પણ શખ્સને તેના ધંધા વિષે પુછપાછ કરશો નહીં. દાકતરને તેના કોઈ દરદીના દરદ વિષેની તથા વકીલને તેના કોઈ અસીલના કેસ સંબંધી કોઈ પણ વાત તમારે પુછવી યોગ્ય નથી. વળી કોઈ શખ્સ ગરીબાઇમાંથી તાલેવંત સ્થિતીમાં આવ્યો હોય, તે વખતે તમારે તેને એમ ન પૂછવું, કે ભાઈ તને તારા આગલા દિવસો યાદ છે કે? એવી વાત તેને ગમે નહીં તો પછી તે વીષે ઇસારો કરવામાં શું ફળ છે? વળી કોઈ સદ્‌ગૃહસ્થને ત્યાં મિત્ર મેળાપમાં તમને બોલાવ્યા હોય, તે વખતે તમે મગરૂર નથી એમ બતાવવાને તમારા મુળનો ઇતિહાસ કહી બતા-

વવાની જરૂર નથી, જો તમે મગરૂર નહીં હો, તો તેઓ તમે મગરૂર છો એમ કદી પણ ધારશે નહીં, તો પછી તમારે તે બાબત વાત કરવાની શી જરૂર છે.

કોઇ વાત કરતો હોય, તે વખતે માંહે ગચ્છાં નાંખી તે તોડી નાંખવી નહીં, વળી કોઇ વાત કરનાર કોઇ બાબત બન્યાનું કહે, ને તે વાતનો તમને કદી અનુભવ થયો ન હોય. તોપણ તમે એમ કહો કે આમતો કદી બનેજ નહીં, એવું બોલવું મૂર્ખાઈ ભરેલું છે, કારણ કે તે અનુભવ તમને થયો નથી–તેસબબથી તેવી બાબત બની શકે નહીં. એમ કહેવું તે વાજબી નથી, કેમકે તમને તે વિષે-નું જ્ઞાન નહીં હોય, જેમણે ઝાઝુ વાંચ્યું નથી, તથા દેશાટણ કર્યું નથી. તેઓ એમ ધારે છે, કે જ્યાં સુધી આ વાત આપણા અનુભવમાં આવી નથી, ત્યાં સુધી સાચી હોય, એમ લાગતુ નથી, જેમકે વીજળીના દીવા થાય છે, તથા તાર મારફતે એક મિનિટમાં સેંકડો માઇલ સંદેશા મોકલવામાં આવે છે, એ વાત અજ્ઞાન લોકોના જાણવામાં હોતી નથી તે ઉપરથી તે વાત અસં-ભવિત છે એમ કેમ કહેવાય.

કોઈ માણસ કોઈ કાહાણી કહેતો હોય તે વખતે તમે વચમાં બોલી ઉઠો કે તે તો મેં સાંભળી છે, એમ કહીને તેને વાત કરતો અટકાવો તથા નાઉમેદ કરવો એ ઘણું અસભ્ય કહેવાય.

કોઈ માણસ વિષે તમારો અભિપ્રાય પુછવામાં આવે, ત્યારે તમે જે માણસને તમારો અભિપ્રાય જણાવો, તેનાથી બહુ સાવચેત રહો. કારણ કે જે વાતો ખુલ્લી પડવાથી નુકશાન થવાનો સંભવ

હોય, એવી વાતો તમારા ખરા મિત્ર સિવાય તમારે બીજા કોઇને કહેવી નહીં, સજ્જનોએ હમેશાં એક નિયમ રાખવો, કે સારો અભિપ્રાય આપવો. પણ કોઇના વિષે ખોટા અભિપ્રાય આપતાં અટકવું, કેમકે ખોટા અભિપ્રાયથી આપણને ફાયદો નથી, ને સામાને નુકસાન થાય છે.

## વાત કરવાના નિયમ.

વાત શી રીતે કરવી? વાતો કરનાર તો ઘણા હોય છે, પણ તે કરતાં થોડાનેજ આવડે છે. વાત કરતાં સ્પષ્ટ બોલવું, ઉતાવળા નહીં તેમ હલકે પણ નહીં, પણ જેની સાથે વાત કરતા હો, તે સાંભળે એવી રીતે બોલવું. તે વખત મોમાં કાંઈ રાખીને બોલવું નહીં. "મને લાગે છે હું ધારૂં છું" એવાં ટાયલાં કરવાં નહી. વાત કરતાં ડોળ બતાવવો નહીં, તેમ હસવું પણ નહીં. કોઈ માણસ વાત કરતો હોય, તે વખત વચમાં બોલી ઉઠવું નહીં, તથા જે તકરાર નિરરસ હોય તે આગળ ચલાવવા પ્રયાસ કરવો નહીં; વાત કરતાં બીજી ભાષાની કહેવતો બોલવાથી ઢોંગ જણાય છે. જેની સાથે તમે વાત કરતા હો તેની અક્કલ તમારા કરતાં વધારે ન હોય, તો તેને દબાવી દેવાને પ્રયત્ન કરશો નહી. કારણ કે તેમ કરવાથી સભ્યતાનો ભંગ થાય છે, તેમજ ધર્મ સંબંધી વાતો થતી હોય તે ઉપર ગંભીરપણે બોલવું, પણ તેને જુજ ગણી તોછડાઇથી બોલશો નહીં. બનતા સુધી ધર્મ સંબંધી વાતમાં ખેંચતાણ કરવી નહી,

કેમકે તેવી વાતમાં સૌની મરજી સચવાતી નથી તે વિષે એક કવિતમાં કહ્યું છે કેઃ—

**કવિત.**

માનુ જ્યારે વેદ મત, જૈની જાણે મિથ્યાત્વિ છે;
જૈની બને બીજા જાણે, નાસ્તિકનો ભાઈ છે;
પઢુ જો પુરાણતો, કુરાની કહે કાફર છે;
કુરાની બનુ તો, હિંદૂ કહે મ્લેચ્છાઇ છે;
દ્વૈત માનુ તો અદ્વૈત, વાદિ કહે અજ્ઞાનિ છે;
અદ્વૈત માન્યામાં, દ્વૈત તણી અદેખાઇ છે;
સર્વેને રીઝાવી કેમ, શકુ દલપત કહે;
મારા મનમાં તે જન, સર્વસુ મિત્રાઈ છે;

વળી વારંવાર વાત કરવામાં કાંઈ હરકત નથી. પરંતુ તે જેમ બને તેમ ટુંકાવવી જોઇએ, લંબાવાથી શ્રવણ કરનારને કંટાળો આવે છે. વાત કરતી વખતે નમ્રતા રાખવી, અને દરેકનું માન સચવાય એવી રીતે બોલવું જોઇએ. વાત કરતી વખતે કહાણીઓ ચાલતાં સુધી કહેવી નહીં. ને જો કહેવાની જરૂર પડે તો તે ટુંકામાં જે વિષયને લગતી હોય તેવીજ કહેવી. વાત કરતી વખતે હાસ્ય ઉપજે એવું કાંઈ કહાણીમાં બોલવાનું થાય, તો તમારે જાતે હસવું નહીં. સબબ તમારા હસવાથી તેની અડધી મઝા જતી રહે છે. વળી કોઇની સાથે વાત કરતાં નજર તેના સામી રાખવાથી તમારા બોલવાથી તેના મનપર કેવી અસર થાય છે તે તેના ચેરાપરથી જણાઈ આવે છે.

પોતાના કામકાજ વિષે વાત કરવાથી મગરૂરી જણાય છે, માટે તેમ નહીં કરતાં કોઇની સોબતમાં હો, તે વખતે સાધારણ વિષયો ઉપર વાત ચલાવવી.

## પરગામમાં કોઇ પુરૂષની મુલાકાત.

જો કોઇ પરગામથી આપણને આમંત્રણ આવ્યું હોય ને તે ખરા દિલનું હોય, તોજતે સ્વિકારવું. ઘણાખરા આમંત્રણ તો ફ-ક્ત સભ્યતા બતાવાને નામનાંજ હોય છે. જેમકે આપણી સાથે કોહની સેહેજ ઓળખાણ થાય છે અને પછી તેને ત્યાં વિવાહ જેવો પ્રસંગ આવેથી તે આપણને કંકોતરી લખે છે. હવે એવી સેહેજ સાજ ઓળખાણની કંકોતરીમાં સામાને ત્યાં જવું મુનાસબ લાગતું નથી. હા, કંકોતરી મોકલનાર તમારો ખરો સ્નેહિ હોય ને કંકોતરી સાથે આગ્રહનો બીજો કાગળ હોય, તો બેશક તમારે તેને ત્યાં જઈ મંડપને શોભા આપવાની તમારી ફરજ છે. તમારે જવાનું નક્કી થાય તે પહેલાં તેને ત્યાં અમૂક દિવસે તથા વખતે જવાની તેને પત્રદ્વારાએ ખબર આપવી, કે જેથી તે તમારા ઉતારાને માટે સોઈ કરી મૂકે. જો તમે ઉપર મુજબ ખબર ન આપો ને તેને ઘેર ઓચિંતા જઇને ઉભા રહો, તો તેને તથા તમને બહુ અડચણ પડે.

વળી કોઇનું આમંત્રણ તમારે ત્યાં આવે, તે તમે સ્વિકારવાના છો, કે નહીં. તે બાબતનો તેને પત્ર લખવો જોઇએ. કારણ કે તે ઉપરથી તેને સુજ પડે કે તમે આવવાના છો કે નહીં, ને તેને ન-કામી રાહ જોવી પડે નહીં.

જે સખ્સનો સ્વભાવ તમને પસંદ પડતો ન હોય, તથા જેની રિતભાત તમારાથી ઉલટી હોય એવાનું આમંત્રણ તમારે સ્વિકારવું નહીં. કેમકે ત્યાં જવાથી તમને ગમ્મત પડશે નહીં, અને ઉલટું તેવા શખ્સની સાથે રહેવાથી બેદિલિ થવાનો સંભવ છે.

તમારા મિત્રને ત્યાં જેટલા દિવસ રહેવાનું યોગ્ય હોય તેટલા દિવસ રહેવું. પરંતુ વધારે દિવસ ટકવું નહીં, એમ છતાં તે ઘણી તાણ તથા આગ્રહ કરી કહે તો રહેવું. તોપણ તમારા રહેવાથી તેને કંટાળો આવે, અને તે દરમિયાન તમારે માન ભંગ થઈ ઘેર જવું પડે, તેના કરતાં માન ભેર વહેલા ઘેર જવું બેહેતર છે.

કહેવત છે કે પહેલે દહાડે પરોણો, બીજે દહાડે પઇ, ત્રીજે દહાડે રહે તેની અક્કલ ગઈ.

પારકા માણસને ત્યાં ગયા હો, તે દરમિયાન વહેલા ઉઠવું, પણ જો બહુ વહેલા ઉઠાયું હોય તો તમારે તમારા શયન ગ્રહમાં રહેવું, અથવા કોઈ બગીચામાં ફરવા જવું, અથવા લાયબ્રેરિમાં જવું, કે તે દરમિયાન તમારી બેઠકના ઓરડામાં ઝાડુ કાઢી સાફ કરવામાં આવે, અને જમવાની તથા વાળુ કરવાની વખતે બરાબર હાજર રહેવું જોઇએ, કે તમારી રાહ જોવી પડે નહીં.

વળી તમને તમારો મિત્ર સભ્યતાની ખાતર એમ કહે કે આ ઘર બાર તમારાં છે, ને નિરાંતે રહેજો. તો તમારે તે શબ્દોનો શબ્દાર્થ નહીં કરતાં લક્ષાર્થ કરવો જોઇએ, અને ફક્ત શબ્દાર્થ કરી તે તમારૂંજ છે એ પ્રમાણે વર્તો તો કેવી મુર્ખાઈ માલમ પડે, તે નિચેના દાખલાથી ધ્યાનમાં આવશે.

એક (ફ્રેંચમેન ફ્રાન્સનો રહેવાસી) એક સ્પેનિઅર્ડ (સ્પેનના રહેવાસી) ને ત્યાં ગયો, તે વખતે તે સ્પેનિઅર્ડે સભ્યતાની ખાતર પેલા ફ્રેંચમેનને કહ્યું કે ભાઈ! તમે અહીં નિરાંતે રહેજો, ને આ ઘર તમારૂં છે એમ જાણજો. તે ઉપરથી પેલો મુર્ખ ફ્રેંચમેન એક બે દીવસ નિરાંતે પેલા સ્પેનિઅર્ડના ઘરમાં રહ્યો, ને ત્રીજે દિવસે જે ઓરડામાં તેને મુકામ આપ્યો હતો તેની પાછળ એક બાગ હતો તેમાં જવા આવવાને સુગમ પડે માટે તે ઓરડામાં એક બારણું મૂકવાના ઈરાદાથી તેણે એક મજુરને બોલાવી ભીંતમાં બાકોરૂં પડાવા માંડ્યું, એટલામાં કોશ કોદાળીના અવાજથી પેલો સ્પેનિઅર્ડ ત્યાં આવી પહોચ્યો ને પુછવા લાગ્યો કે તમે આ શું કરાવો છો? ત્યારે પેલો ફ્રેંચમેન કહેવા લાગ્યો કે આ ઓરડામાં એક નાનીબારી મૂકાવું છું, કેમકે બગીચામાં જવાને મને સુતર પડે, આ જવાબથી પેલો સ્પેનિઅર્ડ અચંબો પામ્યો ને કહેવા લાગ્યો કે તમે તો અક્કલનો ખજાનો છો એમ કહી તેને તથા મજૂરોને ત્યાંથી વિદાય કર્યા, મતલબ એટલીજ કે સામા માણસની વાણિ ગમે તેવી મધુર હોય તોપણ તેનો ઉંડો વિચાર કરવો, ને પછી યોગ્ય રીતે વર્તવું.

તમે જેને ઘેર રહો તે દરમિયાન બીજાને ત્યાં ભટકવા જવું નહીં પરંતુ તેની સાથે તથા તેના સગાં વહાલાં સાથે યોગ્ય વખત પ્રસંગોપાત વાત ચિતમાં ગાળવો જોઈએ, વળી તમે કોઇને ત્યાં પરોણા તરીકે ગયા હો, તે વખતે બીજા શખ્સોને તેને ઘેર પરોણાગત કરાવાને લઈ જવા નહીં, તેમ તેના દુશ્મનને ઘેર તે દરમિયાન તમારે જવું નહી. તેમ કરવાથી તેને માઠું લાગવાનો સંભવ છે.

તમારે તેનું ઘર છોડતી વખતે તેના છૈયાં છોકરાંને તથા નો-કરોને તમારી યથા શક્તિ પ્રમાણે કાંઈ આપવું જોઇએ ને ઘેર ગયા. બાદ તમે સહીસલામત પહોચ્યાનો પત્ર લખવો જોઇએ, તેના ઘરની રીતભાત સારી નરસી જે તમારા જોવામાં આવી હોય તે છાની રાખવી એજ તમારૂં આભૂષણ છે.

## મિત્રની મુલાકાત.

તમે તમારા મિત્રને ત્યાં જાઓ તે વખતે તમારે તેને વરધી આપવી જોઇએ. એકદમ તેના ઘરમાં પ્રવેશ કરી તેના ઓરડામાં ધુસાઈ જવું નહીં, તેમજ તેનું બારણું ઠોકયા પહેલાં તેના ઘરમાં પગ મુકવો નહીં. તે તમને અંદર આવવાને હા કહે, કે ના પાડે, તે અવલ અથવા તમને માન આપવાને બેસવા ઉઠવાની સોઈ કરે તે પહેલાં બારણું ઠોકીને અથવા ફલાણાભાઈ છો કે? એમ કહીને તર-તજ માંહી જવું નહીં. પ્યારામાં પ્યારો મિત્ર પણ પ્રતિકૂલ વખતે આવીને અડચણ કરે, તે અણગમતું લાગે છે.

મિત્રના ખાનગી ઓરડામાં ગયા બાદ જે જે વસ્તુઓ નજરે પડે તેની જાણે યાદી કરી લેવી હોય, તે પ્રમાણે તેના સામું ટગર ટગર જોયાં કરવું નહીં. કેટલાક જણને આપણે મિત્રના ઓરડામાં આશપાશ ડાફળીઆં મારતાં જોઇએ છીએ, તથા કોચ, ટેબલ, કે ખાટલા નિચે ઘડીએ ઘડીએ જોતાં નિરખીએ છીએ. વળી તેઓ કોઇ કોઇવાર તો કોઈ માણસ તેમની નજરે પડે છે તેના સામું

ઊંચુ મોં કરીને જોયા કરે છે, અને કોઈ વસ્તુ આડી અવળી મુકવામાં આવી હોય તો તેનાપર ખાસ ધ્યાન આપી ભૂલ કાઢે છે. તમારો મિત્ર જે કામમાં ગુંથાએલો હોય તે કામ ઉપર ટીકા કરશો નહીં. જો તે, તે કામ પડતું મુકે તો તમારે તેને સભ્યતાની ખાતર કહેવું કે મારે માટે તે અધુરૂં રાખશો નહીં.

જો કોઈ આળસુ પાડોશી અથવા એવો કોઈ મિત્ર તમારી સાથે બહુ મિલનસાર થઈ જાય, ને તમારે તેને દૂર કરવો હોય, તો સૌથી સારો ઉપાય એ છે કે તમે તેને ઘેર કદી જશો નહીં. એટલે તે તમારે ત્યાં થોડું આવશે, ને પછી તે સમળગો નહીં આવે.

પાડોસી ગમે તેવો સારો હોય તોપણ તેને ત્યાં વારેઘડીએ જવું નહીં પણ પ્રસંગોપાત જવું સબબ રોજ જવાથી માન સચવાતું નથી.

## સાધારણ મિત્રમંડળ પ્રત્યે વર્તણુક.

મંડળમાં બોલતાંજ માણસની બુદ્ધિનો મર્મ જણાઈ આવે છે. જો તે લાયકીવાળો સદ્‌ગૃહસ્થ હશે, તો મંડળમાં આવેલા માણસને દુઃખ ઉત્પન્ન થાય એવી વાત કરશે નહીં. મંડળની અંદર બધા ગમ્મતની ખાતર આવેલા હોય છે. એવે પ્રસંગે મારોજ મત ખરો છે, ને હું બોલું છું તે બધું સત્ય છે, એમ કહેવાને હઠ કરશો નહીં. કારણ કે જો તમે હઠ કરશો તો તે રદ કરવાને સામો રદીઓ આપ્યા વગર રહેશે નહીં. તમે જેમ તમારી વાત સા-

ચી કરવાને (મનાવાને) ગમત કરશો તેમ સામો માણસ પણ પોતાની વાત મનાવાને (સાચી કરવાને) એવો મમત જરૂર કરશે. અને આવો અરસપરસ ગમત કરવાથી એક બીજાની આંખમાં ચકમક ઝરવાનો સંભવ છે. કોઈ માણસ કાંઇ વાત કરતો હોય તે વખતે તેના બોલવામાં કાંઈ ભૂલ હોય તો તે વખતે તેને વચમાં અટકાવવો નહીં. તે શ્રોતા જનના મોં આગળ પોતાની વાક ચાતુરીથી હોંશિયારી બતાવતો હોય, તે વખતે તેની ભૂલ સુધારવાની કોશીશ કરવાથી તેના મનમાં ખેદ ઉત્પન્ન થાય છે. માટે તે ખરેખરી ભૂલ ભરેલી વાત કરતો હોય, તોપણ તે વખતે તો તે કરવાજ દેવી. કેમકે તે ભૂલ કાઢવાથી તે એકલો ખેદ પામે છે એટલુંજ નહીં, પણ આખી સભાને રંગમાં ભંગ પડે છે. વકતાની તે દરમિયાન ગમે તેવી ખામી હોય તો પણ તે વખતે તે દર ગુજર કરવી. કેમકે મિત્રમંડળ તે સુધારો કરવાને નિશાળનું સ્થાન નથી તેમ તે પાપને ધિક્કારવાનું રામ મંદિર નથી. મિત્રમંડળમાં નિંદા કરવાની અથવા મેંણાં મારવાની ટેવ તદન દૂર કરવી. કોઈ પણ શખ્સની હાજરીમાં યા ગેરહાજરીમાં ખોટું લાગે એવી કટુ વચનથી મસ્કરી કરનારની લાયકી વિષે તોલ થાય છે.

વળી એવે પ્રસંગે કોઇનાં છિદ્ર પણ ખોલવાં નહી. કેમકે એમ કરવાથી મંડળમાં બેઠેલા સઘળા માણસો આપણી વાતથી કંટાળી જાય છે. તેમજ મંડળની અંદર સહેજ બાબતમાં હસવાની ટેવ રાખવી નહીં તથા ખપ કરતાં અધિક બોલવાની પ્રકૃતિ રાખવી નહીં. જે માણસ ખપ કરતાં વિશેષ વદે છે તેલબાડની ઓળમાં

ગણાય છે; ઘણા મનુષ્યના સમુહમાં જતી વખતે સભ્યતા અને વિવેકને પોતાની સાથે લઈ જવાં.

## કીયો મિત્ર પસંદ કરવો.

હમેશાં યાદ રાખવું કે તમે જે માણસની ભાઈબંધી કરોછો તેની જેવી વર્તણુક હોય તેવીજ તમારી વર્તણુંક થવાની, કેમકે સોબત તેની અસર થયા વગર રહે નહીં. તેમ લોકમાં પણ તમારા મિત્રની જેવી આબરૂ બંધાઈ હશે તેવીજ તમારી આબરૂ બંધાવાની. તેથી દોસ્તિ કરવામાં બહુ ધીરજ રાખવી. તથા સાવચેત રહેવું, જો ઇશ્વિરકૃપાથી સદ્ગુણી મિત્ર મળી આવ્યો, તો તેને કદી તજવો નહીં. જેનામાં આપણા કરતાં વધારે જ્ઞાન અને સદ્ગુણ હોય એવાની દોસ્તિ કરવાનો વિચાર રાખવો કેમકે તેમના જ્ઞાન તથા સદ્ગુણનો આપણને લાભ મળી શકે.

મિત્રની તો દરેક માણસને જરૂર છે. કારણ કે મિત્ર વિના માણસ એકલો આ દુનિયામાં શું કરે ? અંતરના ઉભરા ક્યાં કાઢે. સદ્ગુણી મિત્રની સોબત એ એક દુ:ખમાં દિલાસો અને વિપત્તિમાં ધીરજ આપનાર એક અમુલ્ય રત્ન છે. એવા મિત્રોની સોબત કરવાથી બુદ્ધિની જડતા જાય છે. માન વધે છે. પાપ ટળે છે, અને ચિત્ત પ્રસન્ન રહે છે, અને દશે દિશામાં કીર્તિનો ફેલાવ થાય છે.

એક વિદ્વાનવીર પુરૂષ પોતાના જન્મ ચરિત્રમાં લખી ગયો છે કે "મારા મિત્ર મી. બર્ક સાથેની વાત ચીત અને તેના દાખ-

લાથી મને જે ફાયદા થયા છે, તેને માટે હું તેનો બહુ આભારી છું. જે કાંઈ હું ચોપડીઓમાંથી શીખ્યો છું, મેં જે કાંઈ દુનિયાદારીના લોકો જોયા છે, અને તેમને લગતી બાબતો વિષે મને જે ગ્નાન મળ્યું છે, તે સઘળું ત્રાજવાના એક પલ્લામાં મૂકું, અને તેની સાથે બર્ક સાહેબ સાથેની વાતચિત, અને તેની શીખામણથી મને જે બોધ મળ્યો છે, ને મારા ગ્નાનમાં જે સુધારો થયો, તે બીજા પલ્લાં-માં મૂકુતો મારા પ્રિય દોસ્ત મી. બર્કની શીખામણનું ત્રાજવું ઘણુંજ ભારે થશે, ને તે નીચું જશે. માટે એવા પુરૂષનીજ સોબત કરવી જોઇએ. વળી પુસ્તક એ પણ એક જાતનો મિત્રછે, માટે જેવા સા-રા મિત્રની જરૂર છે તેમ પુસ્તક પણ સારાંજ વાંચવા જોઇએ, કે-મકે જેમ ખરાબ મિત્રની સોબતથી માણસ હાથથી જાય છે, અને સારા મિત્રની સોબતથી સદાચરણી થાય છે, તેમ ખરાબ પુસ્તક વાંચવાથી નીતિનો ભંગ થાય છે, અને સારા પુસ્તક વાંચવાથી સ-દ્ગુણમાં વધારો થાય છે. કુમળી વયમાં હાથ ધરેલું ખરાબ પુસ્તક પુખ્ત ઉમરમાં કેટલો બગાડ કરે છે, તે બતાવાને એકજ દાખલો બસ છે, કે પેલો જગતનો જાણીતો ફ્રેંચ ફીલોસોફર વોલ્ટર પો-તાની સર્વે કાબેલીયત છતાં આખી જીદંગી સુધી નાસ્તિક રહ્યો હતો. તેના વિષે એમ કહેવાય છે કે બાળપણમાં તેણે એક ખરાબ પૂસ્ત-કમાંથી નાસ્તિકપણા વિષેની કવિતા મ્હોડે કરી હતી, જેની અસરથી છેવટ સુધી નાસ્તિક રહ્યો હતો. માટે દરેક પુરૂષે ખરાબ પુસ્તકની સોબત નહીંજ કરવી. જે માણસ નીતિ ભરેલાં પુસ્તકની સોબત કરે છે તે-ગમે તો બાળક, યુવાન, અગર વૃદ્ધ હશે; તોપણ, ધન,

ધર્મ, અને શ્રમનો અધિપતિ ગણાશે. મૂર્ખ મિત્રોની મિજલસ તજી વિદ્વાનોની પંક્તિમાં બેસવાને લાયક થશે. માટે જેને માટે, લોકમાં સારો મત બેઠેલો હોય, એવાનીજ સાથે મિત્રાચારી કરવી.

## મિત્ર તરફ વર્તણુક.

કેટલાક માણસો પોતાના મિત્રને ત્યાં જાય છે, તે વખતે બહુ છૂટથી વાત કરે છે, તે ઠીક નહીં. વળી તેઓ એમ કહે છે કે મિત્રના મોં આગળ છૂટના લઇએ તો બીજે ક્યાં લઇએ ? તે સવાલના જવાબમાં હું એટલુંજ કહુંછું, કે કોઇની પણ સાથે છૂટથી વાત કરવી નહીં. કેમકે તેમ કરવાથી સભ્યતાનો ભંગ થાય છે. છૂટનો અર્થજ એવો થાય છે, કે કોઈ પણ યોગ્ય અથવા અયોગ્ય કામ કરતાં અચકવું નહીં. મિત્રતા ટકાવવી હોય તો વિવેકના નિયમ કદી તોડવા નહીં. બીજાઓની સાથે જેટલી સભ્યતાથી વરતો છો તેટલીજ સભ્યતાથી તમારે એમની સાથે વર્તવું જોઇએ. મિત્રના હરકોઈ કામકાજને માટે આપણે જુદાઈ જાણવી નહીં. તેમજ તેના મનમાં આપણા વિષે કાંઈ પણ શક ઊત્પન્ન થાય એવી રીતે વર્તવું નહીં. મિત્રના સંબંધથી હર વખત તેના ઘર સંબંધમાં આપણે જવું આવવું થાય છે, તેથી મિત્રની સ્ત્રીને પોતાની બહેન તરીકે ગણી તેની સાથે સભ્યતાથી બોલવું જોઇએ. કોઈ પણ દિવસ તેની સાથે મશ્કરીથી વાતચીત કરવી નહીં. તેજ મિત્રની ગેરહાજરીમાં તેની પાસે બેસવું કે વાતચીત કરવી નહી, હરેક રીતે તેના કુંટુંબ સાથે

ચોખ્ખાઇથી રહેવું જોઇએ. તેમજ તેની આપત્તિની વખતે આપણાથી બનતી પૂર્ણ મદદ કરવી જોઇએ. તાળીઆ મિત્ર ઘણા રાખવા કરતાં અંતઃકરણનો (દિલોજાન) એક મિત્ર રાખવો ઘણો સારો છે. ખરો મિત્ર પોતાના બંધુ કરતાં પણ વિશેષ સુખ આપે છે.

## મનુષ્ય સમાગમથી થતું જ્ઞાન, માણસનો અભ્યાસ માણસ છે.

જો તમારે માણસનો અભ્યાસ કરવો હોય તો તમે દરેક માણસના ગુણદોષનો તપાસ કરો, એટલે તમને માલમ પડશે, કે અમુક માણસમાં અમુક ખાસ ગુણ એટલો બધો પ્રસંસા ભરેલો હશે, કે તે વિદ્વાન યા તવંગરમાં નહીજ હોય. કોઇપણ દિવસ તમે મનમાં એમ નહી લાવશો, કે હુંજ હોશિયાર તથા કેળવણી પામેલો માણસ છું. તમે બીજા માણસો જોયા નથી, ને જોયા છે તો તમે તેમના સમાગમમાં આવ્યા નથી, એટલે તેમના ગુણોથી તમે બિન વાકેફગારછો, ને પ્રથમથી તેમના ગુણદોષ જાણ્યા વગર તેમના વિષે ખોટા વિચાર લઈ બેઠાછો. કોઈના વિષે કાંઇપણ પ્રત્યક્ષ રીતે જાણ્યા વગર ખોટો વિચાર ધારણ કરવો નહીં. મન હમેશાં ચોખ્ખું રાખવું, ને પછી જે વિચાર કરતાં તમારા ધ્યાનમાં ઉતરે એવો ફેંસલો પછીથી કોઈના વિષે આપવો. જો તમારે તમારી જાતને સુધારવી હોય તો તમે તમારા વિષે હમેશાં એમજ ધારજો, કે હું આ દુનિઆમાં એક પામર પ્રાણીછું, એટલે તમને બીજા દાખલા

મળી આવશે, કે બેશક તમે જેને પામર, અજ્ઞાન, તથા નકામો, ગણતા હતા તે તેવો નથી. પણ મુકાબલો કરતાં હુંજ એવોછું. માટે પુસ્તકોમાંથી જ્ઞાન મેળવ્યા કરતાં જે માણસ જાતે પૈસા પેદા કરી નામાંક્તિ ને હોંશિયાર થયો હોય તેનો સમાગમ કરો, એટલે તમને તેમની પાસેથી બહુજ સારો બોધ મળશે, ને તે બોધ કોઈ દિવસ ઈશ્વર કૃપાથી ફળદાયક થઈ પડશે. આ સંસાર વ્યવહારમાં અમુક માણુસ અમુક કામમાં આવે છે, માટે તે અમુક કામનો ફાયદો તેનાથી મળતો હોય તે લેવા ચૂકવું નહીં. તે કેવી રીતે લેવાય? તો તે સવાલનો જવાબ કે તેના વિષે તમારે ખોટો મત ધારવો નહીં, અને મારે તેની શી ગરજ છે એમ પણ મનમાં લાવવું નહીં, ને તેને યોગ્ય માન આપી તેની સાથે સંબંધ કરવો; દરેક માણસ સંપૂર્ણ ગુણોથી ભરપુર નથી. તેનામાં કેટલાક ગુણો ગધેડાના જેવા સહન સીલતાના, તથા કુકડાના જેવા ઉદ્યોગી થવાના, તથા કાગડાના જેવા ચકોર રહેવાના હોય છે. જ્યારે પશુ પક્ષિ પાસેથી આવા અમુલ્ય ગુણો મળી આવે છે, તો માણુસ પાસેથી શું ન મળી શકે? માટે કોઈ વિષે ખોટો મત નહીં ધારતાં સર્વને માન પૂર્વક બોલાવવું જોઇએ. કોઈ માણસ માનને લાયક ન હોય, છતાં તમે તેને માન આપો તો તે ફુલાઈ જશે, ને પછી તમે તેને જે કામ બતાવશો તે ઘણા ઊત્સાહથી કરશે, આ પણ કામ કરાવવાની એક યુક્તિ છે.

વળી તમારે દરેક બાબતનું જ્ઞાન મેળવવું હોય, તો તમે જેને જેને મળો, તેની સાથે વાતચિત કરી જોઇને ખુલાસો લઈ લ્યો, ને તેને પૂછતાં જરા પણ આંચકો ખાશો નહી,

સર વોલ્ટર સ્કોટ કહે છે કે હું જે જે શખ્સોને મળતો, તેની પાસેથી મને કાંઈ કાંઈ પણ નવા જુની જ્ઞાન મળતું, પછી તે માણસ ગમે તો ઘોડાવાળો હોય કે ગમે તે હોય, તોપણ તેની સાથે વાતચિત કરી જ્ઞાન સંપાદન કરતો, વળી તે સાહેબ કહે છે કે મને એકવાર એક શબ્દ યાદ આવતો નહોતો, તે એક સમે બે તપી ગએલા શખ્સો લડતા હતા તે વખતે તેઓએ સોગન ખાવા માંડેલા, તેમાંથી તે શબ્દ મને સેહેજ મળી આવ્યો. માટે જ્યાં જવું ત્યાં કાનથી સાંભળવું ને આંખથી જોવું.



# બંધુભાવ.

બધાની સાથે બંધુભાવે હળીમળીને ચાલવાથી હમેશાં દિલ આનંદમાં રહે છે, નિરાંતે નિદ્રા આવે છે, ને જ્યાં જઇએ ત્યાં માન મળે છે. પણ જે અતડો રહે છે, તથા ખટપટ કરી લડાવી મારે છે, તેનું નામ બહાર પડે છે, ને તમામ લોકો તેને ધિક્કારે છે, ને તેથી કરીને તેને કોઇપણ તરેહની શાંતી રહેતી નથી. માટે ખરૂં સુખ ભોગવવું હોય તો કોઇની સાથે ઊંચા મનથી વર્તવું નહીં, ને દુશ્મનાવટ તો કદી કરવીજ નહીં. તેમ કરવાથી કાંઇપણ ફાયદો હાંસલ થતો નથી. જો એક સમે કમનસીબથી મોટાની સાથે અદાવત થઈ હોય, તો તેને નમી પડીને અથવા ગમે તે રીતે મળી જવું જોઇએ, એમ નહીં કરો તો અધમ સ્થિતિમાં આવી પડેલો મૂર્ખ દુશ્મન પછી તે પ્રથમ તમારો સગો વહાલો હોય, કે મિ-

હોય, તોપણ તે સામાની સાથે મળી જઈ તમારા ખોતરડાં ખોળશે, ને તમને જંપીને બેસવા દેશે નહીં. જો દુશ્મનાવટ જારી રહે તો તે દરમિયાન જેટલું આપણે સામાથી ડરતા રહેવું પડે, તેટલુંજ સામાને આપણાથી ડરતા રહેવું પડે, એમાં કાંઈ શક નથી. કારણ કે ઠીકરી ઘડાને ફોડી નાંખે, એ કહેવત પ્રમાણે સામો માણસ ગમે તેવો અફલાતુન હોય, તોપણ દૈવયોગે હલકો માણસ પણ લાગ આવે તેને ખરાબ કરી શકે એવી તેને ધાસ્તિ રહે છે. મોટ મોટા માણસે પણ સંપ સંપીને રહેવું જોઇએ. પોતાના પૈસા તથા હોદ્દાનો અહંકાર કરવો નહીં. કેમકે એકવાર જો તેમને કોઇની સાથે તકરાર થઈ એટલે બંને પક્ષવાળાને ખોટું ખરૂં ભીડાવનાર મળે છે, ને પછીથી તે લડાઈ હોલવવા દેતા નથી, ને અંતે ખોટું પરિણામ થાય છે. તોપણ જો પ્રથમથીજ તે કજીઓ કાઢી નાંખવાને કોઈ દાનસ્તો માણસ તનમનથી મહેનત કરે, તો તે કજીઓ લાંબી મુદત ચાલે નહીં. સબબ બનતા સુધી લડાઈ કજીઆથી ગરીબ યા તાલેવંતે દૂર રહી, બંધુ ભાવે એક બીજા સાથે વર્તવુ એજ ફાયદાકારક છે.

## નારદવેડા.

કોઈ માણસને બીજા સાથે દુશ્મનાવટ હોય, તેમને લડાવી મારવાને આડું અવળું સમજાવી લડવા ઉશ્કેરવા, તે બહુ નિચ સ્વભાવના માણસનું કામ છે. અને જે નિષ્ટુર એવાં કૃત્ય કરે છે તેને હમેશાં ધાસ્તિમાં રહેવું પડે છે. કેમકે તેને ખોટું ખરૂં કરાવવું પડે

છે. કહેવત છે કે અલાવડું કરનાર ઉચાટે સુવે. વળી અલાઉડું માણસને વાયડુ ધાન પ્રથમ સારૂં લાગે છે, પણ પછી અળખામણું થાય છે.

## શબ્દો (વચનો.)

નમ્ર વચનો આત્માને શાંતિ આપે છે. કઠોર વચન અગ્નિમાં ઘી હોમી ભડકો થાય તેવાં છે. માયાળુ વચનથી સૌ લોક આપણી સાથે ભલમનસાઈથી વર્તે છે, પણ કઠોર વચનથી તો તેઓનું દિલ આપણા ઉપરથી ઉઠી જાય છે. તામસ ભરેલા શબ્દોથી સામાના અંતઃકરણને ખેદ થાય છે. કટ્ટા શબ્દોથી તે પણ આપણા કટ્ટા દુશ્મન થઈ પડે છે. ગુસ્સામાં વાત કરવાથી શ્રોતા જનને પણ ગુસ્સો થાય છે. આખા દિવસમાં આપણા મુખમાંથી આવાં કેટલાં બધાં વચનો નીકળે છે? પણ તેમાં મૃદુ વચનો નીકળે તો કેવું સારૂં? વચનો ઘણી જાતનાં છે, જેવાં કે મગરૂરી ભરેલાં, ઉતાવળીઆં, નકામાં, દુશ્મનાવટ ભરેલાં, ગાંડપણ ભરેલાં, અર્થ વગરનાં, સોગન ભરેલાં; દેશનું ઉથલપાથલ કરી નાંખે એવાં, રણસંગ્રામ ઉભું કરે એવાં, વીગેરે ઘણી જાતનાં છે.

માયાળુ વાક્યો સામાના દિલ ઉપર આપણી છબીની છાપ પાડે છે, અને તે જાતેજ સારી છબી જેવાં છે. તે શ્રવણ કરનારને શાંતિ તથા સુખ આપે છે. જે પ્રમાણે નમ્ર વચનો વપરાવાં જોઈએ તે પ્રમાણે પુષ્કળ વપરાતાં નથી.

વચન ઉપરથી માણસની જાત ઓળખાય છે, કે આતે કોઈ ખલાસીઆની બોલી છે, કે આતે કોઈ ઊંચ વર્ણની બોલી છે. પોપટને પાળે છે, ને કાગડાને ઉડાડી મુકે છે, તેનું કારણ પણ બોલવાની મધુરતા ને કઠોરતા છે. ધાતુના વાસણને ટકોરો મારવાથી તે સાજું છે કે તૂટેલું છે તે જણાઈ આવે છે, તેમ માણસની બોલી ઉપરથી તે સુપાત્ર છે કે કુપાત્ર છે તે જણાય છે. કોઈ માણસ આપણને તુંકારો કરેતો તે ખામોશ રાખી સહન કરવો. કેમકે એવા તુંકારાના શબ્દો તો હલકા માણસનાજ મોંમાં શોભે, પણ સજ્જનના મોંમાં તે કદી શોભતા નથી. તે વિષે એક કવિતમાં કહ્યું છે કે:—

### કવિત.

માનવિઓ મધ્ય, અભિમાન ધરી શ્વાન કહે;
નગરીના લોક કેવા નબળા નરમ છે?
હુંતો ભસું સર્વને, મને ભસી ન શકે કોઈ;
કેવું મોટું મારૂં, ચોખું ચઢતું કરમ છે?
ત્યારે તેને તેજ ઠામ, કહે દલપતરામ;
ખોટો, એવો મોટો તારા મનમાં મરમ છે;
ભસવાનો ભાઈ! તે તો તારોજ ધરમ થાય;
સજ્જનને ભસવાની અતિશે શરમ છે.

## સ્વચ્છતા.

જેટલી સ્વચ્છતામાં ખામી એટલો માણસનો દોષ સમજવો. ને તે દોષની ક્ષમા અપાતી નથી. જ્યાં જળ મફ્ત મળતું હોય ત્યાં દરેક માણસને ચોખ્ખા રહેવું તેના હાથમાં છે. શરીરમાંથી પરસેવો નીકળે છે, તેથી જુ વિગેરે જીવ ઉત્પન્ન થાય છે, તથા કપડાં મેલાં થાય છે. તે મેલાં થાય એટલે અવસ્ય બદલવાં જોઇએ, કેમકે પોશાક બદલવાથી તનદુરસ્તિ સારી રહે છે. પરસેવો લૂગડાંમાં રહે, ને પાછાં આપણે પહેરીએ તો તેમાંનો કોઈ ઝેરી પદાર્થ શરીરમાં પેસી, તાવ વિગેરે વ્યાધિ ઉત્પન્ન કરે છે. ત્વચાના ઘણા ખરા રોગ સ્વચ્છતાની ખામીને લીધે પેદા થાય છે. તે રોગ બીજાનામાંથી પણ ચડે છે. તોપણ જ્યાં સ્વચ્છતાનો વાસો હોય ત્યાં રોગ ઝાઝી મુદત ટકી શકતો નથી. શરીરમાં અનેક પ્રકારના જીવ, તથા કરમ, પડે છે, તેનું કારણ પણ મલિનતાજ છે. મચ્છર, માંકણ, ચાંચડ, ઇત્યાદિ અનેક પ્રકારના જીવ ગંદા મકાનોમાં માલમ પડે છે, કુદતનો આવા જીવ ઉત્પન્ન કરવાનો ઇરાદો પણ એટલોજ હશે કે મનુષ્ય મલિન રહે નહીં. જ્યારે સાફ લૂગડાં પહેરીએછીએ ત્યારે મનને કેટલો આનંદ થાય છે? ને ગંદા પહેરેલાં હોય છે ત્યારે મન કેવું બેચેની રહે છે? મલિનતા તાવનું ઘર છે, ને એવીજ જગોમાંથી ચેપી રોગ પેદા થાય છે, ને સેંકડો માણસની ખુવારી કરે છે. આ ઉપરથી એમ જણાય છે કે સ્વચ્છતા ઉપર ધ્યાન રાખવું એ સારવજનિક છે, અને એમ ધારીનેજ સરકારે સુધરાઈ ખાતું કહાડયું છે. જેઓ

પોતાની તનદુરસ્તિની કાળજી રાખતા હોય, તેઓએ તો ગંદા માણસથી પણ દૂર રહેવું જોઇએ. કારણ કે પોતે ચોખ્ખા રહે પણ તેના પાડોસી ગંદા રહેતા હોય, તો તેમની ગંદકીની અસર તેમની (ચોખ્ખા માણસની) તબીઅતને ધોક્કો લગાડે છે, માટે એવા ગંદા માણસને ઉકરડાની માફક દૂર કરવા જોઇએ. ને તેમના ઘરથી પણ દૂર રહેવું જોઇએ. અને આપણા દેશમાં ઢેડવાડો વસ્તીથી જુદો રાખેલો હોય છે, તેનું કારણ પણ એજ છે કે તેઓ ગંદા રહે છે.

જે શહેર ચોખ્ખું હોય છે તેમાં ફરવું પણ સારૂં લાગે છે, ને તેમાં પેસતાંજ તે વિષે સારો અભિપ્રાય બંધાય છે. હિંદુસ્થાનમાં સ્વચ્છતા ધર્મનો ભાગ ગણાય છે, અને તેથી લોકો દિવસમાં જુદા જુદા વખતે સ્નાન કરે છે, તથા લુગડાં બદલે છે. એમ વારંવાર નહાવા ધોવાથી તે કેટલાકને તુરંગ ભરેલું લાગતું હશે, પણ એમ કરવાથી તનદુરસ્તિ સારી રહે છે, એમાં કાંઇ સંદેહ નથી. માટે તે ઉપર લક્ષ રાખી હમેશાં સ્વચ્છ રહેવું જોઇએ.

---

## થોડું બોલવા વિષે.

થોડું બોલવું એ મનુષ્ય જાતીમાં એક દુર્લભ અને શ્રેષ્ટ ગુણ છે. જેનામાં તે ગુણ હોય છે તેની ચડતી થાય છે. અને તેનું મન હમેશાં શાંતિમાં રહે છે. અવિચારપણે બોલવાથી માઠાં પરિણામ થાય છે, અને તેની લોકમાં સ્તુતિ નહીં થતાં ઉલટી નિંદા થાય છે. જેઓ બહુ બોલકણા હોય છે તેઓ ભોળા દિલના હોય છે, ને તે-

મનાથી કાંઈ કામ બનતું નથી. ડાહ્યા પુરૂષે જેમ બને તેમ થોડું બોલવું ને બહુ સાંભળવું. એક વિદ્વાને કહ્યું છે કે ઈશ્વરે બે કાન આપ્યા છે, માટે બમણું સાંભળવું, ને બે આંખ આપી છે માટે બમણું જોવું, ને જીભ એક આપી છે માટે તેના પ્રમાણમાં થોડું બોલવું.



## યાદદાસ્તી.

વાંચીને અથવા શ્રવણ કરીને જે કાંઈ સ્મર્ણમાં રાખ્યું હોય તે કોઈને કહી બતાવાને પ્રસંગ આવે ત્યાં સુધી યાદ રાખવાની શક્તિ જેનામાં હોય, તેને તે બહુ ઉપયોગી થઈ પડે છે. અને એવી સારી સ્મર્ણ શક્તિવાળો શખ્સ જે કામ કરવાનું માથે લે છે, તેમાં તે ફતેહ મંદ થાય છે, ને જેની સ્મર્ણ શક્તિ નબળી હોય છે, તે જ્ઞાન મેળવી પ્રખ્યાતી પામવાને જે પ્રયત્ન કરે છે, તે નિષ્ફળ જાય છે. જ્યારે આ યાદદાસ્તી આવી ઉપયોગી છે ત્યારે તો માણસે તે સુધારવાને જરૂર કોશીશ કરવી જોઇએ. અને તેમ કરવાને કેટલાક નિયમો છે. એક તો ખાનપાનમાં તથા નિદ્રામાં મિતાહાર રહેવું. વળી યાદદાસ્તીને મગજની સાથે નિકટ સંબંધ છે, તેથી જે વસ્તુ મગજને બગાડે છે, તે યાદદાસ્તીને પણ નુકશાન કર્ત્તા છે. ઘણું ઊંઘવા-થી મગજ ભારે થઈ જાય છે, ને થોડું ઉંઘવાથી ગરમ થઈ જાય છે. સબબ—બહુ ઉંઘવું નહીં તેમ થોડું ઉંઘવું નહીં, પરંતુ વૈદકમાં બતાવ્યા મુજબ સાત કલાક ઉંઘવું જરૂરનું છે. વળી કેફી

વસ્તુનો ઉપભોગ કરવાથી તથા વિર્ય રક્ષણ નહીં કરવાથી મગજને ખરાબ અસર થાય છે, માટે જે માણસ–દરેક બાબતમાં મિતાહાર હોતો નથી તેની સ્મરણશક્તિ આપણે ભાગ્યેજ સારી જોઇએ છીએ.

જે બાબત યાદ રાખવી હોય, તે ઉપર એવી રીતે લક્ષ આપવું કે તે સંપૂર્ણ રીતે સમજી શકાય. વાંચતી વખતે જેનું મન ભ્રમતું હોય છે ને આનંદમાં ન હોય, તેને કાંઇપણ યાદ રહેતું નથી.

જ્યારે મન ભૂત, ભવિષ્ય, ને વર્તમાન કાળના તર્ક વિતર્કમાં ગુંથાએલું હોય, તે વખતે જેના હાથમાં પુસ્તકનું જે પાનું હોય તે નિરર્થક જાણવું. કેટલાક વાંચનારાને વાંચતી વખતે સારાં સારાં વાક્યો, તથા ઉપયોગી વાદ વિવાદો વિગેરે યાદ રાખવાને પેનસિલથી નિશાન કરવાની ટેવ હોય છે. પરંતુ તેમ કરવાથી તેનું મન તે નિશાન કરવામાં ગુંથાય છે. અને તેથી વાતનો સંબંધ તુટી જાય છે, અને આખરે તે પુસ્તક બંધ કરવાની સાથે, તે બધાં વાક્યોને નિશાન ભુલી જવાય છે. પુસ્તક વાંચતી વખતે તેનો મચકુર યાદ રાખવો હોય તો ઘણું કરીને ઉત્તમ રસ્તો એ છે, કે તે પુસ્તક વાંચ્યા બાદ કોરે મૂકી દેવું, અને પછી તે મચકુર પોતાના શબ્દમાં લખી લેવો, તેમ કરવાથી ભાષા સુધરશે. અને અંદરનો મચકુર બહુ સારી રીતે યાદ રહેશે, અને ગ્રંથ કર્ત્તાના વિચાર એટલી બધી સારી રીતે સમજા શકે તમે તેને કેટલેક દરજ્જે તમારા પોતાના કરી લેશો.

મન બધી વખત શાંત હોતું નથી, માટે તેને અનુકુળ પડે એવો સમય શોધવો જોઇએ. મન જમ્યા પછી તરતજ કામે લગાડવાને

યોગ્ય નથી, કારણ કે તે વખત પાચનશક્તિમાં કામે લાગેલું હોય છે, માટે તે વખતે જો વાંચશો અને તેને કામે લગાડશો તો તમારી તબિયત બગડશે, અને મગજને નુકશાન થશે. અભ્યાસ કરતી વખતે તન ને મન બંને સારી સ્થિતિમાં હોવાં જોઇએ. અને તેથી થોડો વિશ્રામ લેવાની જરૂર છે. રાત્રે સૂતા પહેલાંનો વખત વાંચવાને બહુ અનુકુળ છે, કેમકે તે વખત બધું શાંત હોય છે. જે રાત્રે વાંચ્યું હોય તેનું સવારમાં પૂનરાવર્તન કરવાથી બહુ યાદ રહે છે. પરંતૂ બેશક સારી સ્મર્ણશક્તિ સંપાદન કરવાનો ખરેખરો રસ્તો એ છે કે દરેક વિષયનું હમેશાં રટન કરવું. કારણ કે સ્મર્ણશક્તિ બીજી ટેવોની માફક હમેશાં ઉપયોગમાં લેવાથી મજબુત થાય છે અને સૂધરે છે.

## જરૂરીઆત કામ જાતે કરવા વિષે.

જેમ બને તેમ અગત્યનાં કામ બીજાને નહીં સોંપતાં તે પોતાની જાતે કરવાં વધારે દુરસ્ત છે. કોઈ સદ્‌ગૃહસ્થને ત્યાં કોઈ ખાસ કામને માટે આપણે આપણા માણસને મોકલીએ તેને જેટલું માન મળે, તેના કરતાં આપણે જાતે જઇએ તો વધારે માન મળવાનો સંભવ છે, કેમકે નજરની વાત ફેર છે. તેમજ તે ગૃહસ્થને આપણે જે વિચાર દર્શાવવાના હોય, તે પેલા માણસથી બરોબર રીતે દર્શાવી શકાય નહીં. પરંતુ જો આપણી તબિયત ના દુરસ્ત હોય, અથવા તે ગૃહસ્થને ત્યાં જવાને એવી બીજી અગવડ હોય, તો તેવે પ્રસંગે બીજાને નહીં મોકલતાં પત્ર દવારાએ વ્યવહાર ચલાવવો

દુરસ્ત છે. બીજા માણુસની મારફતે કામ લેતાં તેના બોલવામાં કાંઇ અર્થનો અનર્થ સમજાય તો "લેને ગઈ પૂત ને ખોઈ આવી ખસમ" એ કહેવત પ્રમાણે આપણે ફાયદાને બદલે નુકશાન વેઠવું પડે.

સારાંશ કે આવા ગુચવાડામાં આવી પડવા કરતાં કોઈ કામ જાતે કરવુ બેહેતર છે. કેમકે આપણે જેવી કાળજીથી કામ કરીએ તેવું બીજાથી તે થાયજ નહીં. અને કોઇની સાથે થોડી મિનિટ સુધી જાતે વાત કરવાથી સમજ સહેજ નીકળી જાય છે. ને જે કામે ગયા હોઇએ તેમાં ફતેહ મળે છે.

## ઉતાવળ.

કોઇપણ કામમાં ઉતાવળ કરવી નહીં. પણ તે ધીમે રહીને કરવું. કહેવત છે કે "ઉતાવળા સો બહાવરા ને ધીરા સો ગંભીર." ઉતાવળથી કામ બગડે છે. સમજુ અને શાણા માણસો જે કામ માથે લે છે તેમાં ઉતાવળ કરતા નથી. ઉતાવળ કરવાથી એમ જ-ણાય છે કે તમારી પાસે બહુ કામ છે, ને તમે તે કામ કરતાં ગ-ભરાઓ છો. સમજુ સજ્જન તો તે વખતે શાંત અને વિચારવંત હોય છે. ઉતાવળીઆ માણસો એકદમ કામ કરી લેવાને ઉતાવળ કરે છે, અને તેથી તેમનાથી કશું બની શકતું નથી, માટે દરેક કામ-માં દૃઢતા રાખવી, અને યાદ રાખવું કેઆખું કામ કરવામાં ગડબડ ગોટા વાળવા તેના કરતાં અડધું કામ ચોખ્ખું કરવું વધારે સારૂં છે.

## ઉદ્ધત્તાઈ.

જેને ઘાંટો પાડીને બોલવાની, અથવા હસવાની, અથવા મશ્કરી કરવાની, ટેવ હોય છે, તથા અજાણ્યાની સાથે એકદમ મળી જતાં વાર લાગતી નથી, તેવા માણસમાં ગમે તેટલું જ્ઞાન હોય તોપણ તે તિરસ્કારને પાત્ર થાય છે. કારણ કે તે મોભાદાર નહીં ગણાતાં રમકડાં જેવો લહેરી પુરૂષ કહેવાય છે. અને લહેરી પુરૂષો કદી માનવંતા ગણાતા નથી, અને ઉપર મુજબ એકદમ ઉપરીની સાથે મળી જવાથી તેના ગુસ્સાને પાત્ર થવાય છે.

નીચ માણસો સદૈવે સારી સ્થિતિમાં આવે, તો તે પોતે સુંદર લૂગડાં પહેરી ગાડી વાડીનો વૈભવ કરતા હોય, તે વખતે જે માણસ એમના જેવાં સારાં વસ્ત્ર અંગે ધારણ કરતાં નથી, તેમને તેઓ તુચ્છ ગણે છે, અને જેઓ તેમનાથી સારાં આભુષણ વિગેરે પહેરે છે તેમનાપર તેઓ અદેખાઈ કરે છે.

---

## બોલવાની મીઠાશ તથા ખુબી.

જેમ શરીરની ખૂબ સુરતીની જરૂર છે, તેમ બોલતી વખતે મૃદુ વચનોની પણ ઘણી જરૂર છે. જેની વાણીમાં મધુરતા હોતી નથી તેની વાત સાંભળવાનું કોઇને મન થતું નથી. ગમે એવી અગત્યની વાત હોય તોપણ જો તેનું સારૂં ધ્યાન આપવામાં આવે નહીં તો તે શ્રોતાજનને કંટાળો ઉપજાવે છે.

જે વખતે કરૂણારસનાં નાટક ભજવવામા આવે છે, તે સમયે બોલાતાં ભાષણોની અસર મનપર કેટલી બધી થાય છે? એ અસર થવાનું કારણ વક્તાની ખુબી સિવાય બીજુ કાંઈજ નથી. વક્તા મૃદુ વચનો વાપરે તથા સ્પષ્ટ રીતે બોલે, અને વિષયને અનુસરીને જ્યાં ઘાંટો પાડીને બોલવાનું હોય ત્યાં ઘાંટો પાડીને બોલે, ને જ્યાં ધીમે સાદે બોલવાનુ હોય ત્યાં તેવી ઢબથી બોલે, તો તેથી શ્રવણ કરનારને કેવો રસ ઉપજે છે? તેમજ બોલતી વખતે જ્યાં ખુશા-લીની વાત નીકળતી હોય, તે વખતે ચહેરો ખુશાલીમાં ખીલવવો જોઇએ અને દલગીરીની વાત હોય તે વખતે ચહેરો દલગી-રીનો ધારણ કરવો જોઇએ. આવી રીતે બોલવાની ઢબ શીખવાનો રસ્તો એ છે કે પોતાના મિત્ર પાસે બેસી મોટા સ્વરથી વાંચવું, અને તેને વિનંતી કરવી કે વાંચવામાં કોઈ શબ્દના ઉચ્ચાર વિગેરેમાં ભુલ થાય તો તે તેણે સુધારવી. વળી તેમ ઘાંટો પાડી વાંચવાથી તમારા પોતાના કાનજ કહી આપશે કે તમે સારૂ શુદ્ધ વાંચો છો કે અશુદ્ધ વાંચો છો. એમ ક્રમે ક્રમે તમને સારૂં વાંચતાં તથા બોલતાં આવડશે. જેમ સુશોભિત લૂગડાંને માન મળે છે તેમ તમારા લખાણને તથા બોલવાની મીઠાશને પણ તેટલુંજ માન મળે છે. માટે તે માન સંપાદન કરવાને લખતી વખતે અથવા બોલતી વ-ખતે હમેશાં સારાંજ વાક્યો અથવા શબ્દો મુખમાંથી કહાડવાં. જો લખાણમાં અથવા બોલવામાં હલકા શબ્દો હશે તો તમારી કેળવ-ણીને એબ લાગશે. અલ્પ જ્ઞાની વાત કરતી વખતે બહુ કહેવતો તથા ખાસ મ્હોડે કરેલાં વાક્યો ઠામ ઠામ વાપરે છે, તથા વિદ્વત્તાનો

ડોળ બતાવાને ભારે ભારે શબ્દો બોલે છે. અને તેથી તેના બોલવામાં અર્થનો અનર્થ થઈ જાય છે, માટે એવો ઢોંગ જવા દઇ સારાં સહેલાં, અને સભ્યતા ભરેલાં વાક્યો વાપરવાં.

વળી એકજ અર્થના બે શબ્દ હોય, તેમાં એક શબ્દ હલકો ગણાતો હોય, ને બીજો ઉત્તમ ગણાતો હોય, તે વખતે તેવા શબ્દ બહુ વિચાર કરીને વાપરવા. જેમકે ટાંટીઓ અને પગ, બાપની બૈયર અને માજી. જો પોતાની માને માજી કહેશો તો તે બહુ ખુશી થશે, પણ તેને બાપની બૈયર કહેશો તો તે ગુસ્સે થશે, માટે આવા શબ્દો વાપરવાનો વખત આવે, ત્યારે જે સારા લાગે એવાજ વાપરવા જોઇએ.

## પતરાજી.

જુવાન માણસોમાં ઘણું કરીને પતરાજી બહુ જોવામાં આવે છે. પતરાજીથી વિરક્ત રહેવાને જેમ બને તેમ કોશીશ કરવી. કારણ કે પતરાજી કરવાથી માણસ બડાઇખોર ગણાય છે. પતરાજી (અભિમાન) ઘણી રીતે દર્શાવામાં આવે છે. કેટલાક તો, બધા વાત કરતા હોય તે વખતે પોતે આગેવાની ધરાવી, દરેક વાતનો નિર્ણય પોતેજ કરતા જાય છે. વળી કેટલાક, કોઈ કામમાં ફતેહ મેળવી હોય તો તેની, અથવા તેના ઉપર કોઈ સદ્‌ગૃહસ્થે મહેરબાની બતાવી હોય તો તેની, અથવા ન બતાવી હોય તો પણ મોટા મોટા માણસોની મારા ઉપર મહેરબાની છે, એમ જૂઠું બોલી બડાઇ મારે

છે. કોઈવાર એવા જન સાચું બોલે છે, તો પણ તેમના બોલવાપર વિશ્વાસ રાખવામાં આવતો નથી. અને પછી શઠમાં ખપે છે.

આવા બે ડ્મિાન બડાઈખોર શખ્સો સાચું બોલતા હોય કે જૂઠું, તો પણ તેઓ તેમના કામમાં નિષ્ફળ થાય છે, તથા સર્વ ઠેકાણે તિરસ્કારને પાત્ર થાય છે. વળી કેટલાકને પ્રસંગોપાત માન મળ્યું હોય, અથવા મિજલસમાં જવાનાં બહુ ઠેકાણેથી આમંત્રણ આવ્યાં હોય, તો તેઓ ફુલાઇને ફાળકો બની જાય છે. વળી મિજલસમાં ગયા પછી માલધણીના મોં આગળ ગપ્પાં હાંકવા તથા બડાઈ મારવા માંડે છે, કે મારે તો આજે દસ વીશ ઠેકાણે જવાનું હતું, પણ આપની સાથે ઘણો ઘરોબો તેથી અહીં આવ્યા વગર ચાલે નહીં. હવે આમાં ખરૂં પુછાવો તો એકાદ બે ઠેકાણેથી નોતરૂં આવ્યું હશે, અથવા સમુળગું આવ્યુંજ નહીં હોય. છતાં તે આટલી બધી બડાઈ મારે જાય છે. વળી કેટલાક એમ સમજે છે ને મગરૂરી માને છે, કે મારે કેટલાક નામાંકિત નરની સાથે બહુ મહોબત છે, ને તેથી બહુ લાભ તથા યશ દરેક કામમાં મળે છે. અને વાતે વાતમાં કહેવું શરૂ કરે છે કે મારે તો ફલાણા રાવ બહાદુર તથા ફલાણા ડાકટર સાહેબ સાથે બહુ ઓળખાણ છે. આવી રીતે તેમની સાથે માયા અથવા ઓળખાણ હોય તો પણ શું થયું? ને એવી ઓળખાણથી બોલનારમાં શું જવાહિર આવે છે, અથવા એથી તેનો શો વભો વધે છે તે કાંઈ સમજાતું નથી.

જો તમારે કોઈ ઠેકાણે પ્રખ્યાત થવું હોય, તો ખોટો ઠાઠ બતાવશો નહીં. હિંમતનો ઢોંગ બતાવ્યાથી તોફાનીમાં ખપશો, ચતુ-

રાઇનો ઢોંગ બતાવ્યાથી દોઢડાહ્યા ગણાશો, અને જ્ઞાન તથા અક્કલનો ડોળ બતાવ્યાથી મૂર્ખ કહેવાશો. મારા બોલવાની મતલબ એવી નથી કે તમારે શરમાવું અથવા બીકણ થવું. પણ મારૂં કહેવું તો એવું છે કે તમારા ગુણદોષની પરિક્ષા બીજાને કરવા દો.

## સંતોષની સાથે સુખ.

સરખા દરજ્જાના માણસો એકજ કારખાનામાં કામ કરતાં હોય, તેમાં જે સૌથી હોંશિયાર ગણાતો હોય, તેનેજ સંતોષની સાથે સુખ માનવાનું થાય છે. જેની સાથે આપણે મુકાબલો અથવા હરીફાઈ કરતા હોઇએ, તેના કામ કરતાં આપણું કામ વધારે ઉત્તમ ગણાય, તોજ આપણને સંતોષ થઇ આનંદ ઉપજે છે. પરંતુ જ્યાં મુકાબલો અથવા ચડસાચડસી કરવાની નથી, ત્યાં મનમાં શ્રેષ્ટતાનો ખ્યાલ આવતો નથી. કોઈ પહેલવાનને જ્યાં સુધી કુસ્તીમાં ઉતરી બળ બતાવવાનો વખત આવ્યો નથી, જ્યાં સુધી વકીલને તકરારી કેસમાં બારિસ્ટરની સાથે બાથ ભીડવાનો સમય આવ્યો નથી, અને કોઈ શેઠીઆના વખાણતા ઘોડા પ્રદર્શણમાં અથવા સરતના કુંડાળામાં મૂકવામાં આવતાં ઇનામ મળવાનો પ્રસંગ આવ્યો નથી, અને જ્યાં સુધી રાજાને તેના લશ્કરનું બળ બતાવવાનો લાગ આવ્યો નથી, ત્યાં સૂધી તેને શ્રેષ્ઠતા બતાવવાનો વખત આવ્યો નથી, એમ જાણવું. પરંતુ તેજ પહેલવાન બીજાની સાથે કુસ્તીમાં ઉતરી પોતાના હસ્તદંડનો પ્રહાર કરતાંજ ચીત લે છે ( એટલે સામાની

છાતી ઉપર ચડી બેસે છે) તથા પ્રદર્શણમાં મૂકેલા ઘોડાને પ્રદર્શણનો પ્રેસિડંટ ઈનામ આપવાને શેઠનું નામ નોંધે છે, તથા રાજા દુશ્મનની સામે યુદ્ધમાં રણસંગ્રામમાં ફતેહના વાવટા ફરકાવે છે, ત્યારેજ તેનું મન હરખાય છે, અને મનમાં સંતોષ પામી હર્ષના ઉભરા બતાવા લાગે છે કે "સાબાશ છે મ્હારા વ્હાલા વીરાઓ તમે મારૂં લુણ નિમકહલાલ કરી આજ યશના ડંકા કર્યા છે."

તેમજ જે વૈદ્યની દસ ગાઉ ફરતી આબરૂ તેના દરદીઓના રોગ મટાડવાને માટે ફેલાએલી હોય, તથા ગમે તે શખ્સ એકજ હુન્નરમાં એકકો ગણાતો હોય, તેનેજ મનમાં સંતોષ તથા સુખની પ્રાપ્તિ થાય છે. જ્યાં સુધી બરોબરીઓ મળતો નથી ત્યાં સુધી શ્રેષ્ઠતા બતાવાનો વખત આવતો નથી.

---

## મુસાફરી.

જુદા જુદા દેશમાં ફક્ત ફરવાથીજ ફાયદો થતો નથી, પણ કેવી રીતે ફરવું તે પ્રથમ જાણવું જોઇએ. મુસાફરી કરતી વખતે ચક્ષુનો ઉપયોગ કરવો જોઇએ, અને મહત્વતાની ચીજો ઉપર નજર ફેરવવી જોઇએ. પુસ્તકો વાંચ્યા કરતાં મુસાફરી કરવાથી ઘણાકને ઓછી ખબરો મળે છે. કારણ કે મુસાફરો નવી જુની ખબરો મેળવવાને ફરીને પ્રયાસ કરતા નથી. નાનું બાળક જેમ આંખો ફેરવીને બધું જુવે છે ખરૂં, પરંતુ તેણે શું જોયું તે કાંઈ તે સમજતું નથી; તેમ બેદરકારી મુસાફર એમનેએમ ફર્યાજ કરે તો તેમાં શું

વળ્યું ? કાંઈ બધાને મુસાફરી કરવી ફાવે નહીં. જેનું મન દૃઢ હોય, અને બીજા દુરાચારીને જોઈ પોતે એવા દુરાચાર ગ્રહણ કરેજ નહીં, એવા શખ્સોએ મુસાફરી કરવી જોઇએ. કેટલાક મુસાફરીમાંથી સારા નીવડીને ઘેર આવે છે, ને કેટલાક બગડીને ઘેર આવે છે, કારણ કે કેટલાક તો સેલ સપાટા મારવાના ઈરાદાથીજ પરદેશ જાય છે. જેઓ પ્રથમથી ખરાબ સોબતમાં ઉછરેલા હોય છે તેઓ મુસાફરી કરવાથી ઉલટા વધારે દુરાચરણી થાય છે, પરંતુ જેઓએ સારી કેળવણી લીધી છે, અને જેમનો સ્વભાવ સારીરીતે કસાએલો છે, અને જેઓ સુધરવાના ઈરાદાથીજ પરદેશ ફરવા નીકળી પડે છે, તેવાજ નર પ્રથમ કરતાં સારા નીવડી ઘેર આવે છે.

મુસાફરી એ પણ એક કેળવણીનો ભાગ છે, તો પછી તેને માટે કાંઇક નિયમ હોવો જોઇએ; ફક્ત મુસાફરીની ખાતરજ મુસાફરી કરવી એતો રખડાઉ માણસનું કામ છે, માટે મુસાફરી કરનારના મનમાં કાંઇક ખાસ કારણ હોવું જોઇએ, નહીં તો પછી કાસદીઆ ને ખેપીઆ ઘણી મુસાફરી કરે છે, તથા વેરાગીઓ ચારે ધામની જાત્રા કરે છે, પણ તેમની અક્કલમાં કાંઈ વધારો થએલો જણાતો નથી, માટે એવા મુસાફર તો "બાર વરસ દિલ્લીમાં રહ્યા ને ભાડભુંજાનું ઘર પણ જોયું નહીં," એવા ગણાય.

## આત્મસ્તુતિ.

જો તમારે સત્યવક્તાનો કિતાબ મેળવવો હોય, તો તમે તમારી

જાત વિષેના વખાણ કરશો નહીં. કારણ કે તે જ્યારે કરવા માંડો છો ત્યારે સત્ય બોલાય છે, કે અસત્ય તેનું ભાન રહેતું નથી. એતો વખાણ કરવાં માડયાં એટલે તો રેલવેની ગાડી ચાલે તે પ્રમાણે મોંમાંથી ફટોફટ વાક્યો નીકળેજ જાય છે, તે જાણે ગોલનું માટલું મળ્યું, ને તે ખાતાં ગળ્યું લાગે છે, તેમ પોતાનાં કાર્યોનું વર્ણન કરતાં વહાલુંહીમ તથા મીઠું સાકર જેવું લાગે છે. જો તમારાં કાર્ય કરેલાં બહુ સારાં હશે, અને એવાં વધુ કરવાને તમે સમર્થ હશો તો પછી તે તેની મેળેજ થએ જશે, ને તમારી ખ્યાતી વધતી જશે. કાંઈ તમારા કહેવાથી તે ખ્યાતી વધવાની નથી, તે વધારવાને પ્રયત્ન કરશો તો તે અફળ જશે. હા, અસત્ય બોલી ગપ્પાં મારી ગરીબ ગામડીઆના મોં આગળ, તથા એવા અજ્ઞાન જન મંડળના મોં આગળ તમે કદી ફાવશો, પણ અંતે તો "સત્યમેવજયતે". જો સત્ય હશે ને તમારામાં જવાહિર હશે તોજ તમારી આબરૂ રહેશે, નહિતો તમે જેવા હશો તેવાને તેવાજ રહેશો. મતલબ કે માન મોઢે માગવું નહીં, પણ તેને તમારી પાછળ દોડાવવું; પણ તમેજ માનની પાછળ દોડતા જશો તો તમે માનને લાયક નથી એમ સમજવું. જે માણસ પોતાના વખાણ પોતાની મેળે કરે છે તેને પોતાનો શત્રુ સમજવો, કેમકે તેથી તેની ખરી તેજસ્વી કીર્તિને કાળું કલંક લાગે છે. હુંતે બોલવું બીજા સાંભળનારા પસંદ કરતા નથી. તેમજ પોતાના મનમાં હમેશાં પોતાની બડાઈ રમી રહેવાથી પોતાના કરતાં વિશેષ પરાક્રમવાળા મનુષ્યનો દાખલો લઈ, તેવા પુરૂષાર્થી બનવાનો તેનામાં બીલકુલ ઉમંગ રહેતો નથી, કેમકે પોતે

એમજ સમજે છે કે મારા સમાન પુરૂષાર્થી બીજું કોઈ છેજ નહીં.

માટે આત્મસ્તુતિની બુરી આદત તદન ટાળી નાંખવી જોઇએ. કહ્યું છે કેઃ—

**દોહરો.**

જનકે ગુન અવગુન હુકો, કરતે અન્ય જન તોલ;<br>
હીરા મુખસેં ના કહે, લાખ અમારા મોલ.

---

## ઘાતકીપણું.

એક કે અનેક, માણસ કે પશુ ઉપર ઘાતકીપણું વાપરવું એ બીલકુલ અયોગ્ય છે. કેટલાક ક્રૂર સ્વભાવના શખ્સો ફક્ત ગમત અથવા રમતની ખાતર નાના તથા નિરપરાધી પ્રાણીઓનો પ્રાણ લે છે તે કેવું ક્રૂર કામ છે? કોઇપણ પ્રાણીનો વધ કરવાની ટેવ પડયાથી દયા તેનાથી દૂર રહે છે. ને અંતે તેના હાથે ઘણાં માઠાં કૃત્ય થાય છે. માટે ઘાતકીપણું દૂર કરી, દયાને દિલોજાન કરી, પાસે રાખવી એજ પુરૂષાર્થ છે. ઘાતકીપણાની ટેવ રાખવાથી કેટલીક વખતે પોતાના પ્યારા કુટુંબમાં પણ તેનાં ફળ મળે છે. દુનિયામાં વહાલામાં વહાલા જે પોતાનાં માતપિતા તેમની સાથે, અને પ્યારામાં પ્યારી અર્ધાંગના તેમની સાથે, ઘણીક વખત ઘાતકીપણાથી વર્તાય છે. ભવિષ્યમાં પોતાનું પાલણ પોષણ કરવાની ઈચ્છાથી મા બાપ પોતાના પુત્રોને સારી રીતે ખવરાવી, પીવરાવી, અને પાલણ પોષણ કરી, ઉછેરી, ધંધા રોજગારે વળગાડે છે. પરંતુ પછીથી ઘા-

તકી પુત્રો તેમની બીલકુલ સંભાળ લેતા નથી. ને તેમને બુઢા પામાં અત્યંત ખેદ ઉત્પન્ન કરી મોટો નિસાસો વહોરી લે છે. તેમ-જ પોતાની અર્ધાંગના કે જે સુખ દુઃખની સદૈવ ભાગીઅણ છે, તેને પણ ઘાતકીપણાથી તરછોડી નાંખી, જંગલી જનાવર ઉપર જેમ કેટલાક નિર્દયતા વાપરે છે, તેમ તેની પ્રત્યે પણ વાપરે છે. આ સઘળાં પ્રથમથી પડેલી ઘાતકીપણાની બુરી ટેવનાં ફળ સમજવાં. ઘાતકી માણસ સંસારમાં કદી સુખ ભોગવતો નથી. દાખલા તરીકે અલ્લાઉદીન ખુનીનો ઇતિહાસ જોવાથી સઘળો અનુભવ માલમ પડી આવશે. તેણે પોતાની ઘાતકી ટેવથી પોતાના પિતા સમાન વૃદ્ધ કાકા જલાલુદ્દિનનો પોતાના રાજ્ય લોભને માટે વિનાકારણે ઘાત કર્યો હતો. અને જલાલુદ્દિનના દીકરાઓના શીર છેદન કરાવ્યાં હતાં, તે-મજ પોતાના દીકરાઓને પણ કેદી તરીકે રાખ્યા હતા. આ શું ! ઘાતકીપણાનું ઓછું માઠું પરિણામ છે. ?

## ગૃહસ્થાઈ.

ગૃહસ્થાઈના લક્ષણ રાખવાથી ગૃહસ્થાઈ જણાય છે. ગૃહસ્થ માણસ હમેશાં સ્વચ્છ અને સુશીળ હોય છે, એટલે તેઓ સારા સ્વભાવના તથા તેઓ બહુ બોલ બોલ કરે નહીં એવા, તથા બે અદબી વચન કદી મૂખમાંથી કાઢે નહીં એવા હોય છે. દરેક વખતે તેઓ મળતાવડા અને આનંદી હોય છે: તે અક્કલવાળા અને સભ્ય હોય છે; તથા તેમની વર્તણુક પણ ઉત્તમ પ્રકારની હોય છે જ્યારે

તેઓ પોતાના નોકરને ત્યાં જાય છે ત્યારે તેઓ શેઠ અને નોકર વચ્ચેનો તફાવત જણાવા દેતા નથી; તેઓ સર્વને મદદ કરવાને તત્પર હોય છે; વળી તેઓ કદી ક્રૂર અને અહંકારી હોતા નથી. જૂજ વિષય ઉપર જાદે તકરાર કરતા નથી.

તમે ગૃહસ્થ છો એમ બતાવવાને ફોકટ ફાંફાં મારશો તો તમે લોકના તિરસ્કારને પાત્ર થશો, પરંતુ તમે ગૃહસ્થાઈનાં લક્ષણ રાખી રહેશો તોજ તમને માન મળશે. ગૃહસ્થાઈ આપણી માગી મળતી નથી, પણ આપણી સારી વર્તણુકથી તે પોતાની મેળે આપણને ખોળતી આવે છે.

## લાંચ વિષે.

પરમેશ્વરથી ડરીને કોઈ પણ દિવસ લાંચ ખાવી નહીં. લાંચ ખાવાથી ઘણું નુકશાન થાય છે. જે માણસ લાંચ ખાય તેનું કામ કદી દીપી આવે નહીં, તેમ તે અમલદારના મોં આગળ હીંમતવાન રહી શકે નહીં, તો પછી તેનાથી તેના ઉપરીના મોં આગળ બેધડક રીતે વાત તો થાયજ શી રીતે? ટકાનો માણસ તેની પાસે આવ્યો હોય, ને તેના બે પૈસા લાંચ લીધા હોય, તો તેને માન આપી બોલાવવો પડે, તથા તેનાથી ડરતા પણ રહેવું પડે. લાંચીઆનો જીવ પણ અદ્ધર રહે. કારણ કે એકનું બગાડી બીજાનું સુધારે ત્યારે તેને કોઈ લાંચ આપે, ને જ્યારે કોઇનું બગડે ત્યારે તે ઉઘાડી રીતે અથવા નનામી અરજીઓ કરે. ને અંતે પાપનો ઘડો ફુટી લાંચી-

આના લાંચમાં મેળવેલા પૈસા સાથે, તેના ખરી મહેનતના પૈસા પણ તણાઈ જાય, તે નિચેની વાતથી જણાશે.

થોડાક વરસ ઉપર અમદાવાદમાં એક અમલદાર થઈ ગયો. તે ઘણો કાબેલ તથા પ્રથમ પ્રમાણિક હતો, તેને માટે તેને સારા સારા ટોપીવાળાઓએ સરટીફીકટો આપ્યાં હતાં. પાછળથી તે માણસે અતિશય દ્રવ્ય મેળવવાની લાલચથી લાંચ ખાવી શરૂ કરી. આખરે તે કૃત્ય ખુલ્લુ પડયું ને તેનાપર ફોજદારી કેસો ચાલ્યા, તે વખતે તેને હજારો રૂપીઆ ખર્ચ થયું, તો પણ અંતે તેને સજા થઈ, ને જેલમાં લઈ જતાં રસ્તામાં લોકોએ તેનાપર કાંકરાનો વરસાદ વરસાવ્યો, અને તેના દુષ્ટ કામોનો રાસડો જોડવામાં આવ્યો તે હજુ પણ અમદાવાદમાં સ્ત્રીઓ ગાય છે.

તેથી ઉલટો એક અમલદાર સદર અમીનનો પ્રમાણિકપણાનો પ્રખ્યાત દાખલો તેજ શહેરમાં ઘણાક વરસ ઉપર બન્યો હતો. તે એવી રીતે કે તેની કોર્ટમાં એક મોટો મુકરદમો ચાલતો હતો તે દરમિયાન તેને એક શખ્સ એક લાખ રૂપીઆ આપવાને આવેલો, પણ તે અમલદાર તેની મોટી રકમથી નહીં લલચાતાં તે લેવાની ના પાડી. તેપરથી પેલો લાંચ આપવા આવનાર શખ્સ બોલ્યો કે મારા જેવો માણસ તમને આવડી મોટી રકમ આપનાર નહીં મળે, ત્યારે તેઉ સાહેબ બોલ્યા કે મારા જેવો ના પાડનાર અમલદાર પણ તને નહીં મળે. ઉપરના સોનેરી અક્ષરની અદયાપિ સુધી અસર જતી રહી નથી. ધન્ય છે એવા દાના અમલદારને!

## ઉપરી અમલદાર પ્રત્યે તાબાના નોકરોની વર્તણુક.

એક સમે તમને અમલદારે ગાંડો અને અવિચારી હુકમ કર્યો હોય, તોપણ પ્રથમ તે સભ્યતાથી માન્ય કરવો, બાદ તેમાં રહેલો દોષ તેમના કાને લાવવો, એટલે પોતે તરત તેનો તોલ કરશે. જે વખત તમને હુકમ કરે, તે વખત તમે આનાકાની કરો, તો તમે એક તો તેનું અપમાન કર્યું કહેવાય, ને બીજું તમે બેદરકાર છો એમ પણ તેમના મનમાં આવે, માટે જો ઉપરીના પ્રિય થવું હોય, ને ઉદયની આશા રાખતા હો, તો તેમના હુકમનો અમલ કરવામાં ઢીલ કરવી નહીં, તથા તેમના સામુ થવું નહીં. વળી તેમના મોં આગળ સભ્યતાથી વર્તવું અને પ્રમાણિક પણામાં નંબર પાડવો. ઉપરી ગમે તેવો સખત હોય તોપણ જો તમે પ્રમાણિકપણે વર્તશો તથા તમારૂં કામ સાવચેતીથી કરશો, ને હોંશિયારમાં ગણાશો, તો પછી કહેવત છે કે કામ કર્યું તેણે કામણ કર્યું, તે મુજબ તે તમારે વશ થશે. હોંશિયાર માણસ ને આજીજી તથા ગુલામગીરિ કરવાની જરૂર નથી, ને દાના અમલદારો હોંશિયારને પ્રમાણિક માણસ પાસે તો કદી ગુલામગીરિ કરાવતાજ નથી, ને જેઓ હોંશિયાર ને પ્રમાણિક છે તેમને તેમ કરવાની જરૂર પડતી નથી, તે અનુભવ સિદ્ધ વાત છે. તમારા ઉપર ઉપરીની મહેરબાની નિરંતર રહે, તેને માટે જો તમે હોંશિયાર ને પ્રમાણિક હશો, તો તમારે કોઈની ભલામણની ચીઠ્ઠી તથા સરટીફિકેટ માગવાની જરૂર પડશે નહીં, તે કવિ દલપતરામ ડાહ્યાભાઇ C. I. E. ના નિચેના કવિતપરથીજ જણાશે.

## મનહર.

સાહેબ સોંપોછો સર્ટિફિકેટ તે સારી વાત,
આપનું બોલેલું અંગિકાર હું બધુ કરૂં;
પણ એક પ્રશ્ન પૂછું એનો તો ઉત્તર આપો,
કવિધનું કથેલું તજી કેમ હું નવું કરૂં?
કવિતાને કસ્તુરી તે સાક્ષી વિના સિદ્ધ થાય,
હરઘડી એવું પ્રતિપાદન તો હું કરૂં;
એ વિના ઉત્તમ કામ કહે દલપતરામ,
સમજાવી કહો સર્ટિફિકેટથી શુ કરૂં?
(સર્ટિફિકેટ એ સાક્ષી રૂપ છે.)

પણ જે આળસુ અને ઠોઠ માણસ છે, તે એવાં ફાંફાં મારી ઉપરીનું મન રંજન કરવા પ્રયાસ કરે છે, પણ એથી ખરેખર તેમનું મન રંજન થતું નથી. તેથી તો ફક્ત તે તેને નભાવી લે છે. એવાં ફોકટ ફાંફાં મારવાં પડે નહીં, માટે હરેક માણસે હોંશિયાર થવાને પુસ્તકો વાંચી, હરેક પ્રકારનું જ્ઞાન તથા કામ કાજની માહિતિ મેળવવી. વળી અમલદારને ત્યાં જઈને કોઇના વિષે ચાડી ચુગલી કરવી નહીં, કેમકે તેમ કરવાથી અમલદાર તેનો તોલ કરે છે. તેમની તમારા ઉપર ગમે એવી મહેરબાની હોય, તોપણ તેમના કાન ભંભેરી કોઇનું ખોટું કરાવવું નહીં. જો તમે સૌનુંસારૂં કરશો તોજ ઈશ્વર તમારૂં સારૂં કરશે. કોઇનું ભૂડું કરવાની વર્તણુક ચલાવવાથી તમારી લોકમાં અપકીર્તિ થશે, ને કેમ જાણ્યું કે બધા દાહાડા પાંસરા ગયા? વિદ્વાન અમલદારોને તો હાલના જમાનામાં ન્યુંસપેપરમાં ચરચાતી બાબતો-

પર વાત ચિત કરવી બહુ ગમે છે, માટે ન્યુંસપેપર વાંચવાનો દરેકે શોખ રાખવો કે જેથી અમલદારની સાથે વાતચિત કરવી ઠીક પડે.

## નોકરોના શેઠ પ્રત્યે વિચાર તથા વર્તણુક.

નોકરોના વિચાર તથા વલણ આપણાથી તદ્દન જૂદાજ હોય છે. ઘણીવાર તેઓ આપણને તથા આપણી સત્તાને ધિક્કારે છે. વળી જો કોઇવાર આપણે તેમના સ્વાર્થનું કાંઈ કામ ન કર્યું હોય, તો તેઓ મનમાં ગાંઠ વાળે છે, ને પછી આપણને કોઈ પણ રીતે નુકશાન કરવાને તેઓ લાગ જુએ છે.

કેટલાક નોકરો સારા પણ હોય છે. તે એટલે સુધી કે તેઓ આપણું કામ પોતાનુંજ જાણી લક્ષપૂર્વક કરે છે. એમ છતાં તેઓ ગમે તેવી તાબેદારી ઉઠાવી આપણું મનરંજન કરતા હોય, તોપણ તે સબબથી તેના ઉપર ભરોંસો રાખી તેને કાંઇપણ ખાનગી વાત કહેવી તે જોખમ ભરેલું છે. આપણી મેહેરબાની મેળવવાને તેઓ આજીજી તથા માથાતોડ વૈતરૂં કરતા હોય, તે વખતે તેમનાથી ભોળવાવું નહીં જોઇએ. કેમકે તેમ કરવામાં તેમનો કાંઇક વધારે ઉંડો સ્વાર્થ હોવો જોઇએ. તેઓને છુટ આપવાથી તેઓ પી જાય છે, અને બરોબર તાબેદારી ઉઠાવતા નથી. માટે તેમની સાથે તો ગંભીરપણેજ વાત કરવી તથા તેમને દાબમાં રાખવા જોઇએ.

ખાનગી વાતમાં તો તેને કદી ભેળવવોજ નહીં, કેમકે જો એકવાર આપણી ખાનગી વાત તેના જાણવામાં અથવા કહેવા-

માં આવી, તો પછી તેઓ એમજ વિચાર કરે છે, કે આપણે તેમના તળે આવી ગયા, અને પછી આવા નીચ વિચારમાંને વિચારમાં તેઓ ઊદ્ધત બની આપણા હુકમનું અપમાન કરે છે, અને ઉલટું આપણને દબાવે છે જેમકે.—

એક મુસલમાન અમલદાર મુગલાઇરાજના વખતમાં લાંચ ખાતો હતો, તે વાતની તેનાગાડીવાનને ખબર પડી, એટલે તે ગાડીવાનની દાઢ લલચાઈ, અને પૈસા ખાવાનો રસ્તો સોધી કાઢયો, તે એવી રીતે કે તે લોકોને એમ સમજાવતો કે હું તમારૂં સાહેબને કહીશ. એમ કરીને એકવાર તેણે એક જણ પાસેથી બે રૂપીઆ લીધા. આ વાતની પેલા મુસલમાન અમલદારને ખબર પડી, તે પરથી તેણે ગાડીવાનને ઠપકો દીધો, ને કહ્યું કે ગાડીબાન, દરબાન, ગધેબાન, છડીબાન ઓર જેને **બાન** કહેતેહે એ સબ લુચ્ચા હે. એટલે પેલો ગાડીવાન મર્મમાં બોલ્યો હા મહેર**બાન**? આપ કહોછો તે સાચું છે. તે પરથી તે અમલદાર મહેરબાનનો **બાન** શબ્દ સાંભળી સજ્જડ થઈ ગયો.

---

## નોકર રાખતાં અવલ તપાસ ને પછી તેમની તરફ શેઠની વર્તણુક.

દરેક સદ્‌ગૃહસ્થે કોઇને નોકર રાખતી વખતે તેના વિષે બહુ તપાસ કરવી, ને પછી તેને પોતાના ઘરમાં દાખલ કરવો. તેને નોકર તરીકે રાખ્યા પછી જે કામ તેની પાસેથી લેવાનું હોય તે કામની તેને સમજુત આપવી. જો તેમ કરવામાં નહીં આવે તો ત-

કરાર થવાનો સંભવ રહેશે, અને તે તકરારનો નિવેડો નહીં થતાં, તે નોકરને રજા આપી તમારે બીજો સોધવો પડશે. નોકરની ચાલ ચલગત કેવી છે તે જાણવા માટે તેના આગલા શેઠને પૂછી જોવું. અને તે શેઠને પૂછવાથી અથવા પૂછાવ્યાથી એ નોકર તમારા ઘરને ફાવતો આવશે કે નહીં, તેની તમને ખબર પડશે. જો તેના શેઠને પૂછયા બાદ તેની ચાલચલગત તથા પ્રમાણિકપણા વિષે કાંઈપણ હરકત જણાય નહીં, તો પછી તેના બીજા ગુણદોષ વિષે વધુ તપાસ કરવી, અને તે તપાસ એવી બારીકાઈથી કરી લેવી કે તેમાં કાંઈ મુદ્દાની વાત પૂછવાની રહી જાય નહીં. જે નોકરને રાખવાની તમારી મરજી હોય નહીં તેવા નોકરને બીજાને ઘેર રખાવાને ભલામણ કરવી નહીં. કોઈ નોકર ઉપર તમે સહેજ કારણસર ગુસ્સે થયા હોતો તે ગુસ્સાના આવેશમાં તેનો રોટલો ખોવરાવશો નહીં. નોકરની સારી બરદાસ કરવી જોઇએ. તેમ કરવાથી તેઓ પોતાના શેઠ ઉપર ખુશી રહેશે, અને જે કામ તેમને બતાવામાં આવશે તે તેઓ ખુશીથી કરશે. જો તે શેઠ તેના નોકરને સારૂ પ્રસંગોપાત કાંઈ કાંઈ ઉપકાર ભરેલું કામ કરવાની પેરવી કરે છે, એમ તેને માલમ પડશે તો પછી તે હમેશાં તેના શેઠને આધિન રહેશે, ને એવી મેહેરબાનીની સદા રહે તેને માટે તે બહુ સારી રીતે વર્તશે.

પણ જો તેની સાથે વિનય પુર્વક વર્તવામાં ન આવે, તથા ગુસ્સો લાવી કઠોર વચનો કહેવામાં આવે, તથા વારે ઘડીએ તેના છેપકા પાડવામાં આવે, તથા હરઘડી ઠપકાનો વરસાદ વરસાવામાં આવે તો તે નઠોર થઈ જશે, અને જેમ આકાશમાં જારી રહેલી ગર્જ-

નાથી બીક લાગતી નથી, તથા સકંચાનો ઘોંઘાટ સાંભળવાનું સહી પડે છે, તેમ તે નોકરને પણ હમેશના ઠપકા સાંભળવાનું સહી પડે છે, અને તેનું મન પછી ઉઠી જાય છે, કહેવત છે કે બેદિલિ નોકર દુસ્મનની ગરજ સારે. તે નીચેની વાતપરથી ખાતરી થશે.

એકવાર એક નોકરનું મન તેના શેઠના ઉપરથી ઉઠી જવાથી, તેના કામકાજમાં ઘણી ભૂલો આવવાથી, તેને સખત ઠપકો દીધા બાદ, શેઠે તેને એવી સરતથી રાખ્યો કે તારે હું જે કામ કહું તે કરવુ, તથા મારા ઘરની એક પાઈની જણસ હોય તે પણ સંભાળી રાખવી. બાદ એકવાર એવું બન્યું કે તે શેઠ ઘોડે બેસીને જતો હતો, અને નોકર તેની પાછળ પાછળ આવતો હતો. પોતાને ગામથી જતાં રસ્તામાં કશ્મી સાલ પડી ગઈ, તે એક ગાઉ ગયા પછી શેઠને સાંભળી. પછી તે શેઠે પૂછ્યું કે ઞલ્યા! સાલ રસ્તામાં પડતાં જોઇ? ત્યારે તે નોકરે કહ્યું, હા. તેપરથી શેઠે કહ્યું કે ત્યારે તેં તે કેમ લઈ ના લીધી? ત્યારે તેણે કહ્યું કે તમે મને તે લેવાનું કહ્યું નોહોતું, તેથી લીધી નહીં. શેઠે એને ઠપકો દઈ તે લેવાને પાછો દોડાવ્યો, તે રસ્તામાંથી લઈ આવ્યો. બાદ ઘોડાએ લાદ કરી તે તેણે સાલમાં લીધી. તે શેઠે જોઈ કહ્યું કે આ શું કરે છે? ત્યારે તેણે ઉત્તર આપ્યો કે તમે કહ્યું છે કે એક પાઈની જણસ પણ સંભાળી રાખવી. તે પરથી તે મેં સાલમાં લાદ બાંધી છે, કેમકે તે પણ કામમાં આવે છે. શેઠે જાણ્યું કે આ બધાં નડવાના લક્ષણ છે. તે પરથી તેને કાઢી મુકયો, ને શેઠ મનમાં સમજ્યો કે બેદિલિ નોકર દુસ્મનની ગરજ સારે.

# મોટા લોકની સાથે શી રીતે વર્તવું.

જેમ બીજી દુનિયામાં જવાથી ત્યાં બધું નવું નવું લાગે, તેમ મોટા લોકને ઘેર જવાથી ત્યાં પણ તેવુંજ લાગે. એવા મહાન પુરૂષને ઘેર જાઓ ત્યારે તમને કોઈ અંદર બોલાવે ત્યાં સુધી તમારે બહાર ઉભા રહેવું જોઇએ. ને ઘરમાં પેઠા પછી તેના ખાનગી ઓરડામાં એકદમ ધુસી જવું નહીં, વળી કામને પ્રસંગે તેમની પાસે જાઓ તે વખતે તમારી સોટી બહાર મૂકી જવી. અંદર પ્રવેશ કરતાં અવલ જો તેમનો કોઈ નોકર તમારા ભેગો થાય, તો તે તમારી વરધી આપે ત્યાં સુધી તમારે બહાર રાહા જોવી મુનાસબ છે. નોકર ન મળે તો હલકે રહીને બારણું ઠોકી ખબર આપવી. ઘરમાં ગયા પછી જો તમને તેઉ સાહેબ બેસવાનું ફરમાવે તો તમારે એક કોરે વિવેક પૂર્વક બેશી જવું. અને આરામ ખુરશીમાં કદી બેસવું નહીં. પણ જો બધી તેવીજ ખુરસીઓ હોય તો બેસવામાં કાંઈ વાંધો નથી. જે મહાન પુરૂષની તમે મુલાકાત લો, તે તમારી સાથે વાત કરતાં ઉભો થાય, તો તમારે તેને બેસીજવાની વિનંતી કરવી નહીં, કેમકે તેમ કરવું બહુ અસભ્ય છે. તેમ વિનંતી કરવાથી એમ જણાય કે તમે કોઈ મોટા લોક છો, ને પેલો કોઈ તમારા કરતાં હલકા દરજ્જાનો છે. જો તમને તે બેસી જવાનું કહે તો તમારે તરત બેસી જવું જોઇએ, તમને જો તે પાસે બોલાવે તો બેધડક તમારે વિનય પૂર્વક તેમની પાસે જવું. પણ તેમ કરતી વખતે ઉપર ઉપરથી મન જરા ઢચુ પચુ બતાવવું એ એક

વિનયનું લક્ષણ છે. વળી તે ગૃહસ્થ વાત કરતી વખતે ઊઠે તો તમારે પણ ઊઠવું જોઇએ. પણ તેના મોં આગળ અતિ નમ્ર થવું નહીં, હદથી જાદે નમ્રતા બતાવ્યાથી મૂર્ખાઇ જણાય છે. વળી તમારી રીત ભાત, બોલવાનો સ્વર, ભાષા વિગેરે નમ્ર અને માનભેર હોવાં જોઇએ. જ્યારે તે ગૃહસ્થ બીજાની સાથે વાત કરતો હોય તે દરમિયાન તમને પૂછ્યા વગર તમારે માંહીં ડાહપણ કરવું નહીં, તેમ વચમાં એકદમ બોલી ઉઠવું નહીં. તેમ કરવાથી તમે એનું એક જાતનું અપમાન કર્યું કહેવાય. તેમજ તેને તે વખતે કાંઇ યાદ દેવડાવવું અથવા તેની ભૂલ ચુક સુધારવી તે પણ એક આડી રીતે (પરભાર્યું) અપમાન કર્યા તુલ્ય છે. માન પૂર્વક મીલનસાર થવું જરૂરનું છે, તોપણ ઊપરીઓની સાથે તેમના હુકમ સિવાય જઇને મીલનસાર થવું જોઇએ નહી. તાબાના નોકર સાથે ઉપરી હળી મળીને ચાલે તો તે એક જાતનો આભાર સમજવો, પણ તાબાના નોકર વગર પ્રીતે વગર ઓળખાણે હળી જવાનું કરે તે બહું અયોગ્ય ને ઊંદ્ધત છે. મોટાની સાથે મુલાકાત લેતાં બહુવાર ટકવું નહી.

મૂર્ખ માણસ હોય તેજ એવી રીતે લાંબીવાર ટકી કંટાળો આપે. પણ અક્કલબાજ નરતો તરત સમજે કે હવે ઉઠવાનો સમય થયો. જો તે મોટો માણસ તમને બારણા સુધી વળાવા આવે તો તેને આવવા દેજો. પણ ના પાડશો નહીં કેમકે તે પણ તમને એક માન આપવાની નિશાની છે. એક હોલમાંથી બીજા હોલમાં જતાં મોટા માણસને આગળ જવાદેવો ને બીજા બધાએ તેની પાછળ પાછળ જવું. તમે આબરૂદાર છો એમ બતાવાને તમારી ચાલ ચ-

લગતનું ધ્યાન આપશો નહીં. તેમ કરવાથી સામાને કંટાળો આવે છે, સારા કેળવાએલા શખ્સો મોટા લોકની સાથે શી રીતે વર્તે છે તેપર જુવાનીઆએ ધ્યાન આપવું, ને પછી તેમની માફક વર્તવાને ધડો લેવા પ્રયાસ કરવો.

## ઉતરતા દરજ્જાના માણસો પ્રત્યે વર્તણુંક.

તમારા કરતાં ઉતરતા દરજ્જાના શખ્સોને તમારી અક્કલ તથા હોદ્દા, હકુમત, તથા પૈસાના પ્રમાણમાં તેને હલકો ગણી ખેદ કરશો નહીં. ને તેને તમે હલકો ગણોછો એમ ચાલતાં સુધી જાણવા દેશો નહીં. જો તે તેની મેળેજ પોતાની જાતને હલકો ગણે તો તેમાં તમારો દોષ નથી. પણ તમેજ અમુક કૃત્યથી તે હલકો છે એમ જણાવો, તો એક જાતનું તેને અપમાન છે. જો તમારે ત્યાં એને જમવા તેડ્યો હોય, તો તેને ઉતરતા દરજ્જાનો ગણી બરદાશ ચાકરી કરવામાં ખામી રાખો, તો તમારી તોચ્છડાઈ જણાશે. તે વખતે તો તમારે તેને સરખો ગણી સારી રીતે આગતા સ્વાગતા કરવી જોઇએ. તેની સાથે છુટ લઈ વાત કરવી નહીં, કેમકે તેનાથી છુટ લઈ તમારી સાથે વાત થઈ શકતી નથી. તેમજ તમારી હકુમતનો તોર રાખી નાહક કોઈ એવાને હેરાન કરશો નહીં. ને એવો વિચાર કરશો તો શી વલેહ થશે તે નીચેના દાખલાથી જણાશે.

અમદાવાદ જીલ્લાના એક ગામમાં અગાઉ મુસલમાન કસ્બાતીઓનું બહુ જોર હતું. બધી જાતના હોદ્દા તથા હકુમત તેમનીજ

પાસે હતી. તે દરમિયાન એક માથાફ્રેલ કસ્બાતીને એવી ટેવ પડી હતી કે બ્રાહ્મણ પાસે ઉનાળાના દિવસોમાં સુખડ ઘસાવી શરીરે ચોપડાવે ત્યારે તેને નિરાંતે નિદ્રા આવે. તે વખતમાં મુસલમાન લોક રાજ કરતા હતા, એટલે તેઓ બીજી દરેક કોમના શખ્સોને પોતાના કરતાં ઉતરતા દરજ્જાના ગણે એમાં શી નવાઈ? ઉપર મુજબ સુખડ ઘસવાનું કામ ઘણા દિવસો સુધી ચાલ્યું, એવામાં દૈવયોગે એક વિરલો શ્રીમાળી બ્રાહ્મણ તે પણ પેલા તિસ્મારખાન કસ્બાતીના જેવોજ માથાફ્રેલ હતો, તેણે એવો નિશ્ચય કર્યો કે એકવાર તેણે તે કસ્બાતીને ત્યાં સુખડ ઘસવા જવું. ને જતી વખતે પોતાની સાથે કૌવચ લેતા જવી, તે સુખડના ભેગી ઘસવી ને પછી પેલા કસ્બાતીને શરીરે લેપ કરવા આપવી; આ વિચાર પાર પાડવાને તે મીઆંની હવેલી આગળ થઇને જાણી જોઇને જવા લાગ્યો, એટલે હમેશના રિવાજ મુજબ તે કસ્બાતીના સિપાઇએ તેને પકડ્યો, ને સુખડ ઘસવા બેસાડ્યો. પેલા ભાઈ સાહેબ તો મનમાં મલકાઇને સુખડ ઘસવા બેઠા, ને લાગ આવ્યો એટલે તેની સાથે કૌવચ પણ ઘસીને બે વાના મિશ્ર કરી મીઆં સાહેબને માટે તૈયાર રાખીને ચાલ્યા ગયા. બાદ સુવાનો વખત થયો, એટલે વખત સર ખુબ લેપ કર્યો, ને પછી થોડીકવાર થઈ એટલે તો રહીશ ક્યાં, ને જઇશ ક્યાં, એમ લે મેલ થઈ રહી. આખા શરીરે ચુંટ આવવાં લાગી. ને પછી તે મટવાને ઉપાયો કરવા માંડ્યા. પછી પૂરતો વિચાર કરતાં મીઆંસાહેબને માલમ પડયું કે ઓ બમ્મન અંદર કૌવચ ડાલકર અગીઆરા ભણી ગયા હે. પછી તો મીઆંસાહેબ

સુખડ ઘસાવાની ખોજ ભુલી ગયા. મતલબ કે આવી રીતે હકુમત વાપરે તો બહુ હાની થાય છે, માટે કોઇનું દિલ દુઃખાય એવું કાંઈ પણ કૃત્ય નહીં કરતાં બધાને ખુશી રાખવા એજ ખરી લાયકી છે.

## પત્ર વ્યવહાર.

કાગળ લખતી વખતે આવેલો કાગળ પાસે રાખવો, એટલે એમાંથી જોઇને દરેક બાબતનો જવાબ લખવામાં સુગમ પડે. પત્રમાં વ્યાકરણ, તથા જોડણી, તથા ચિન્હ મૂકવાની ખામી રાખવી નહીં. પત્રની ઈબારત કોઈની સાથે વાત કરતા હોઇએ એવી લખવી, અને તે ટુંકામાં લખવી. પત્રમાં નવાજુની સમાચાર તથા કાંઈ રસ પડે એવી વાત ન હોય તો તે કાંઈ કામનો નહીં. જે લોકોને પત્ર લખવાનો અનુભવ હોતો નથી તે અડધો કાગળ લખી નાંખે છે, ત્યાં સુધી જે ખરી મુદ્દાની વાત લખવાની હોય છે તે લખતા નથી, ને પછી ચોડાઈ જાય છે. આવી ભૂલ ન થાય તેને માટે સહેલો રસ્તો એ છે, કે પ્રથમ તેઓએ શી શી બાબતો લખવાની છે, તેપર પૂરતો વિચાર કરવો, ને પછી લખવાનું કામ આગળ ચલાવવું.

તમને પત્ર લખનાર પત્રની હકીકત કોઇથી છાની રાખવાની કહે, તો તે કદી પણ કોઇને કહેવી નહીં. ને તે વાત બહુજ ખાનગી હોય તો તે તમારા મિત્રને પણ કહેશો નહીં; કારણ કે જો કે તમારે તમારા મિત્રથી ડરવાનું નથી તોપણ તમારા મિત્રના મિત્રથી

ડરતા રહેવું જોઇએ, કેમકે તે વળી તેના મિત્રને કહે, ને પછી એ વાત એમને એમ આગળ ચાલે, ને આખરે તે તમારા પત્ર લખનાર મિત્રના શત્રુને કાને જાય, ને તેમાંથી અંતે માઠું પરિણામ થાય.

જરા અક્કલ વાપરીને લખાણ કર્યું હોય તો પછી તે બીજા કોઇના વાંચવામાં આવે તોપણ ધાસ્તિ રહેતી નથી. કાંઈ ખાનગી વાત લખવાની હોય નહીં, તો પછી તે વાત ખાનગી રાખજો, એમ પત્રમાં લખવાની જરૂર નથી; તે ખાનગી રાખવા વિષે અગર નહીં રાખવા વિષે તમારા મિત્રને તેની મરજી મુજબ કરવા દેજો.

તમને પત્ર લખવાનું કહેનાર તો ઘણા મળશે, પણ તે બધાને લખવાની કાંઈ જરૂર નથી. જેની સાથે તમારે પત્ર લખવાનો સંબંધ હોય તેનાજ ઉપર તે લખવો, ને તે લખવામાં ચુકવું નહીં, અને પત્ર મોડો લખાયો હોય તો શરૂઆતમાં માફી માગવી. બનતાં સુધી તે યોગ્ય વખતે લખવો જોઇએ, અને તે નહીં લખાયાને માટે ખોટાં બહાનાં બતાવી કાગળ ભરશો નહીં; વળી તે લખતી વખતે તેમાં તારીખ નાંખતાં ચૂકવું નહીં. જેમાં તારીખ લખેલી હોતી નથી તે પત્ર નિરર્થક જાણવો, અને આવા તારીખો વગરના પત્ર બહુ જોવામાં આવે છે. તે કાગળ ગેરવલ્લે ન પડે તથા બીજો કોઈ ઉઘાડીને વાંચે નહીં, તે વિષે બહુ કાળજી રાખવી. ને તેમાં કોઇનું ભૂડું લખતા હો તે વખતે બહુજ વિચાર કરજો, કોઈના વખાણ કરવાં તેમાં તો કાંઈ હરકત નથી, પણ ઠપકો લખવો, અથવા કોઈનાં છિદ્ર ખોલવામાં બહુ ચોકસ રહો. કેમકે લખતી વખતે તમારી અક્કલ બહેર મારી ગઈ હોય, તેથી તમને

ભાન રહેતું નથી કે આમ લખવાથી ફ્સાઈ પડાશે.

દરેક પાનુ લખાઈ રહે એટલે તે વાંચી જોવું કે ભૂલ હોય તો તરત પકડાય. ભૂલ પકડાય તો તે સુધારવામાં ઢીલ કરવી નહીં. બીજા કોઇને આપવાનો પત્ર એકજ કવરમાં બીડવો નહીં, દરેક પત્રનું શિરનામું જૂદું જૂદું કરી ટીકટો ચોઢી અલાયદાજ ટપાલમાં નાંખવા દૂરસ્ત છે. જરૂરનો કાગળ બીજા કોઇને પહોંચાડવાને આપશો નહીં; તેતો જાતેજ પહોંચાડવો કે ટપાલમાં નાંખવો.

પુખ્ત ઉમ્મરના છોકરાના કાગળો તેમના માબાપે જોવા નહીં, પરવાનગિ વગર કોઇએ બીજાનો પત્ર વાંચવો નહીં, ભલામણના કાગળો ખાસ માણસને આપવા જોઇએ, હરઘડીએ બધાને આપવા જોઇએ નહીં; કારણ કે જેના ઉપર તમે તે પત્ર આપો, તેને ત્રાહિત માણસને મળવાની ફુરસદ હોતી નથી; ધંધાર્થી માણસને આવા પત્રો આવવાથી ધંધામાં તથા વખતમાં બહુ અડચણ પડે છે. કેટલાક નાદાન માણસો વારેઘડીએ ભલામણના પત્ર માગે છે, પણ તે તેમને આપવા નહીં; જેને ભલામણનો પત્ર મળ્યો હોય તેણે તે હાથોહાથ પત્ર પહોંચાડવો, ને તેમ ન બને તો તે પત્ર મોકલતી વખતે તેની સાથે પોતાનું શિરનામું કરીને ટીકીટ ચોડીને તે કાગળ મોકલવો પણ નોટપેડ મોકલવો નહીં.

---

## ઇબારત.

જો તમારે ઇબારત શોભાવવી હોય, તો જે વિષય તમે લખવાને હાથમાં લીધો હોય, તેના ઉપર સંકોચાયા વગર કલમ ચલાવવી. જે સ્વાભાવિક વિચાર સ્ફુરી આવે તે દર્શાવવા; તમારી નજરે જેવું દેખાય તથા તમને જેવું લાગે તેવું લખવું. તમારે તમારાજ વિચાર બતાવવા જોઇએ. પણ બીજાનામાંથી તે ચોરી કરીને બતાવવા નહીં. કેમકે પ્રમાણિક ભીખારી થવું સારૂં પણ નામાંકિત ચોર થવું ખોટું.

## કાગળ.

પરબીડીઆ ઉપર જમણા હાથના ઉપલા ખુણા ઉપર ટિકિટ ચોડવી. શિરનામુ બહુ સાદું ને સારા દસ્કતથી લખવું, કે તે ઝટ ઉકલે ને પત્ર પહોંચતાં વાર લાગે નહિ.

કાગળને મથાળે જમણા હાથને ખુણે તમારૂં ઠામ ઠેકાણું લખવું. ને તે નીચે તારીખ મહિનો ને સાલ નાંખવી. આ વાત દરેક કાગળમાં ચુકવી નહીં.

તમારે જે વિચાર બતાવવા હોય તે જેમ સુગમ પડે તેમ બતાવવા. એક વાત ફરી ફરીને લખવી નહીં. કાગળમાં તમારી સહી ઉકલે એવી કરવી. રોફમાં કરવી નહી. કેમકે તે પછી ઉકલતી નથી. ને પછીથી વાંચનારને એમ લાગે કે તમે જે મચકુર કાગળમાં લખ્યો છે તે ઉપર સહી કરતાં તમને શરમ આવે છે. જો તમે અ-

જાણ્યાને કાગળ લખોતો તમારે અંદર ટિકિટ બીડવી એટલે તમારા પત્રનો જવાબ તમને જરૂર મળશે. જો દસ્કત સારા ન હોય તો સહી, કાગળ, તથા કલમ સારાં રાખવાં. એટલે તે ભપકાબંધ દેખાશે ને તમારા દસ્કતની એબ ઢંકાશે. પરબીડીયા ઉપર ડાઘ પાડવો નહી. મોટા માણસના હોદ્દા બરોબર લખવા.

## તકરાર.

ફક્ત દલિલનીજ ખાતરે જો કાંઇ તકરાર કરતા હો તો તે દૂર કરવી. જે શખ્સ હઠ લઇને તથા આંખો મીચીને પોતાનું બોલવું ખરૂં છે, એમ બતાવવાને તકરાર કર્યા કરે છે તે મુર્ખ જાણવો. અલબત રીતસર લક્ષપૂર્વક તકરાર થતી હોય તો તે સ્તુતિપાત્ર છે. પણ ફક્ત મતભેદ પડ્યા હોય ને નકામી તકરાર કર્યા કરવી, તેથી કદી સારૂં પરિણામ થતું નથી. આપણા મતથી કોઈ વિરૂદ્ધ પડે તો એકવાર આપણે રદિયો આપવો, પણ વારંવાર આપવો નહીં. અને જેમ એક ન્યાયાધિશનું કામ બીજો ન્યાયાધિશ અપીલમાં ફેરવી નાંખે છે, તો તેને જેમ ખોટું લાગતું નથી, અને એમ ધારે છે કે મારી નજરમાં આવ્યું તે મેં કર્યું, અને બીજાની નજરમાં આવ્યું તે તેણે કર્યું, એમ ધારી સંતોષ પામી મનમાં દુઃખ લાવતા નથી, તે પ્રમાણે સમજી દરેકે તકરાર ટુંકી કરવી એજ સારા માણસનું લક્ષણ છે.

# ખુબસુરતી.

ખુબસુરતી એ ઇશ્વિરના ઘરનું સર્ટિફિકેટ છે, જો તે દેવી તમારી પાસે રાખવી હોય તો તમારે સવારમાં ઉઠી દાતણ પાણી કર્યા બાદ સ્નાન કરી શેવા પુજા કરવી. અને તેની બેહેન તનદુરસ્તિ દેવીની પણ આરાધના કરવી. તે આરાધના પરોઢીઆમાં ફરવા હરવાની કસરતથી, તથા ત્રણ ડાકટરો પાસે રાખવાથી થાય છે. તેઉ સાહેબોના નામ. એકતો ડાકટર ડાએટ સાહેબ, બીજા ડાકટર કવાએટ સાહેબ, ત્રીજા ડાકટર મેરીમેંટ સાહેબ. તેઉ સાહેબો પરોપકારી હોવાથી ફી લેતા નથી, અને તે દરેક સાહેબ ફક્ત અકકેકી જુદી જુદી કીમતી સલાહ આપે છે. તે નીચે મુજબ.

ડાક્ટર ડાએટ સાહેબનું કહેવું એવું છે કે તમારે સારો અને સાદો ખોરાક નિયમિત વખતે ઊનો ઊનો (તાજો) ખાવો. અને ડાક્ટર કવાએટ સાહેબ એમ સલાહ આપે છે કે તમારે હમેશાં શાંતિ રાખવી. ને ડાક્ટર મેરીમેંટ સાહેબ પોતાના પ્રિસ્ક્રિપશનમાં એમ લખે છે કે તમારે હમેશાં આનંદમાં રહેવું.

જેનું અંતઃકરણ શુદ્ધ છે ને મિજાજ સારો છે તે કદી કદરૂપો થતો નથી. માણસની બોલવાની ચપળતા તથા તેનો આનંદમય ચહેરો એજ ખરી અને ઉત્તમ ખુબસુરતી છે. અને એવા જનોની પ્રજા પણ ખુબ સુરત થાય છે.



# ભરથારને સૂચના.

જેનું મન હલકુ હોય છે, તેનો સ્વભાવ એવો હોય છે કે નવી હવેલી, નવો બાગ, કે નવી ગાડી કરાવી હોય, તે વખતે તેનાપર ઘણોજ પ્યાર હોય છે; અને પછી જેમ જેમ જુનાં થતાં જાય છે તેમ તેમ તેના ઉપરથી પ્યાર ઓછો થતો જાય છે, ને પછી તે જુની ચીજો સમૂળગી ગમતી નથી. તેમજ જ્યારે કોઈ શખ્સ સ્ત્રીને પોતે પરણે છે, ત્યારે તેનાપર ઘણોજ ભાવ જણાવે છે, અને પછી વરસો જતાં જાય છે તેમ તેનો સ્નેહ ઘટતો જાય છે, પણ સજ્જનોનો પ્યાર એમ ઘટતો નથી. કેમકે અનાદિ કાળથી એવું જોવામાં આવે છે કે સજ્જનોનો પ્યાર દિન પ્રતિદિન વધતો જાય છે, અને ગધેડાનો શબ્દ અને મુર્ખની મિત્રાઈ પ્રથમ જોરમાં હોય છે, અને પછી ઘટતી જાય છે. પોતાની સ્ત્રીને બનતાં સુધી ગુસ્સે કરવી નહીં અને જીંદગી પર્યંત ખરો પ્યાર બતાવવો, તે એવા ખરા દિલથી બતાવવો કે તેને ખાત્રીજ થાય કે તમે તેના સુખ દુઃખમાં સાથીછો. પ્રાણ પ્યારી ઈત્યાદિ પ્રેમના શબ્દો મૂખમાંથી, કાઢવાથી તથા તેની સાથે ગાડી વાડીમાં ફરવા હરવાથી કાંઈ પ્યાર જણાતો નથી; ફુરસદનો વખત હમેશાં તેની સાથેજ ગાળવો જોઈએ, પરંતુ દોસ્તદારને ત્યાં કામના પ્રસંગ સિવાય નકામા ભટકવામાં, તથા બીજાની સાથે ગપ્પાં મારવામાં ગાળવો નહીં. એવા કેટલાક લોક જોવામાં આવે છે કે જેમનો પગ બીલકુલ ઘરમાં ટકતો નથી, જ્યારે પોતાને ભટકવાની ટેવ પડે તો પછી પોતાની સ્ત્રીને એવી ટેવ પડે

એમા શી નવાઈ? પોતાનાં છૈઆં છોકરાં તથા સ્ત્રીની સોબત તજી બહાર આથડવાની જેને બુરી ટેવ હોય છે, તેના ઘરમાં હમેશાં ક્લેશ થાય છે, કેમકે જ્યારે તેઓને એકલા રહેવું ગમતું નથી, તો પોતાની સ્ત્રીને છતા ધણીએ એકલા રહેવું કેમ પસંદ પડે!

જે સ્ત્રી પરણ્યા પછી પોતાનો જાનમાલ તમને સ્વાધિન કરે છે, તથા તમારો હુકમ તોડતી નથી, તથા તમારા મંદવાડ વખતે કાળજી રાખી તમારી સારી રીતે બરદાસ ચાકરી કરે છે, એવી ગુણવાન સ્ત્રીને તમારાં કોઈ પણ કૃત્યથી દુઃખ થાય એ કાંઈ ઓછું કહેવાય?

વળી કેટલાક તો સાસુ ફોડે તે ઠીકરાં ને વહુ ફોડે તે કલેઢાં, એ કહેવત પ્રમાણે જો પોતાની સ્ત્રીને હાથે કાંઇ બિગાડ થયો હોય, તો તેનો મોટો દોષ ગણી તેનાપર વધારે સખ્તાઈ ગુજારે છે, પણ તેમ કરવું જોઇએ નહીં. અને પોતે પોતાના મનમાં વિચાર કરવો કે આવો દોષ મારાથી થાય કે નહીં? એમ વિચાર કરીને શાંત સ્વભાવથી ઠપકો દેવો પણ આકળા થવું નહીં, કેમકે આકળા થ-વાથી વિપરીત થાય છે.

## સ્ત્રી.

ઘરની સ્ત્રીને ઘર સંબંધી કામમાં બહુ ઠેકાણે નજર રાખવી પડે છે. ઘરનો વ્યવહાર ચલાવવામાં બધો મોડ તેને માથે હોય છે, તેથી તે બહુ ઉપયોગી મહત્વનું માણસ ગણાય છે. તેનો નમુનો જોઇને તેની દીકરીઓ વર્તે છે, તથા દીકરાઓ તેની સલાહ મુજબ

ચાલે છે. તેણીના સદ્દગુણથી દીકરીઓને માન મળે છે. તેનો ધણી પણ તેના વખાણ કરે છે. તેણીએ તેની મહત્વ ઉપર નજર રાખી એવી રીતે વર્તવું કે તેનું માન કાયમ રહે, ને તેનું મહત્વ સચવાય. અને લોકો તથા તેના તાબાના માણસો તેને જોઇ આનંદ પામે. અને જોનારના મનમાં એમજ આવે કે આવું માણસ મને મળ્યું હોય તો ઠીક. જેને સારી સ્ત્રી મળી છે તેને એક દુનિયાનો ખજાનો મળ્યો છે. આવા ગુણને પાત્ર થવાને તેમાં કેળવણીની બહુ જરૂર છે. કેળવણીથી તેને ફાયદો થાય છે એટલુંજ નહીં, પણ તેનાં છોકરાંને પણ ફાયદો થાય છે. કેમકે છોકરાં ઘણું કરીને આખો દિવસ તેમની માતા પાસેજ રહે છે, તેમની માતાની ચાલ ઉપરથી તેઓ સારા યા નરસા ગુણ ગ્રહણ કરે છે. માટે માતાઓ સદ્દગુણી હોય તોજ તેઓ તેમનાં બચ્ચાંને નીતિની કેળવણી આપી શકે. સદ્દગુણી સ્ત્રીઓ સદા આનંદમાં રહે છે, અને ઘરના કામ કાજમાં ચતુર રહે છે, તથા ઘરમાંનો સરસામાન સરંજામ ચોખ્ખો રાખે છે, અને કરકસરથી ખર્ચ ચલાવે છે. અભણ સ્ત્રીઓ તેમના ધણી સાથે તથા બીજાં સગાં વહાલાં સાથે હરેક વખતે લડી પડે છે, છોકરાંને મારે છે, ને ફુવડની માફક ઘરમાં ગંદવાડ રાખે છે, તથા રાચ રચીલાં રખડતાં રાખે છે, કે તે જોઇએ તે વખતે હાથ આવી શકે નહીં.

કહેવત છે કે જેનું ભોજન બગડયું તેનો દિવસ બગડયો, અથાણું બગડયું તેનું વરસ બગડયું, અને સ્ત્રી બગડી તેનો ભવ બગડયો. દુનિયામાં સદ્દગુણી સ્ત્રી એ સર્વોત્તમ રત્ન અને રત્નની ખાણ છે, કેમકે પંડિત અને મોટા મોટા મહિપતી, એ સઘળા,

એ ખાણમાંથી ઉત્પન્ન થએલા છે. વળી એવી સ્ત્રીઓ ઘરનો અને પુરૂષનો શણગાર છે. વિપત્તીની વખતમાં સુખનું સ્થાન છે. અને જીંદગાનીમાં પુરૂષને સદા આનંદ આપનારી મનમોહક મુર્તિ છે. આહાહા: એની બહુજ બલિહારી છે. એના સદ્‌ગુણની બલિહારીથી મોટા મોટા રાજા પંડિત, અને રૂષિઓ પણ તેને આધિન થઈ વર્તે છે. એવી સદ્‌ગુણી સ્ત્રી પુરૂષના પૂર્ણ ભાગ્યે મળે છે.

## સ્ત્રીનો મિજાજ.

જે સ્ત્રીનો સ્વભાવ સારો હોય, તેનો ધણી બહુ ભાગ્યશાળી જાણવો, ને જે ઘરની અંદર એકાદ માણસનો પણ સ્વભાવ સારો ન હોય તે રણસમાન જાણવું; રસ્તામાં જેમ પથરાએલાં ફૂલોથી આનંદ ઉપજે છે, તેમ સ્ત્રીનો અથવા મરદનો ખુશ મિજાજ જોઇને પણ તેટલો આનંદ થાય છે. કોઈ શખ્સ આખો દિવસ કામ કરી કંટાળી ગયો હોય, તે વખતે તે બહારથી પોતાને ઘેર આવે ત્યારે પોતાની સ્ત્રીનો તથા છોકરાંનો સારો સ્વભાવ તથા પ્રેમ ભરેલાં નેત્ર જોઇને ઘણો આનંદ પામે છે. તે વખતે સ્ત્રીના મધુર શબ્દો સૂર્યના પ્રકાશની મિસાલે તેના અંતઃકરણ ઉપર પડે છે. અને તે બધી ઉપાધિઓમાંથી વિમુખ હોય એમ જણાય છે, આહાહા: સારા સ્વ-સ્વભાવની અસર આખા કબીલા ઉપર કેવી શાંતિદાયક થાય છે? જેવાં છોકરાંઓ ખુશ મિજાજનાં હોય છે તેવોજ મિજાજ સ્ત્રીઓએ રાખવો જોઇએ.

## સ્ત્રીની સત્તા.

ઘરમાં દરેક કામ કરવામાં સ્ત્રી પ્રધાનરૂપ છે. ઘર એ સુખનું સ્થાન છે. જેને સારી સ્ત્રી મળી છે તેને ડાહપણ, હિમત, જોર અને સહન સીળતાનો ભંડાર મળ્યો છે. ને જેને નઠારી મળી છે તેને ગભરાટ, નબળાઈ ને નિરાશાની થેલી મળી છે. જ્યાં સ્ત્રી દૃઢ વિચારની ને કરકસરવાળી છે, ત્યાં જે આશા રાખીએ તે પોસાય. ઘરમાં સ્ત્રીની ખરાબ સત્તા સહન થઇ શકતી નથી. ઘરના સાધારણ કામમાં સ્ત્રીને સત્તા આપવી જોઇએ. અને તેમ આપવાથી ખોટું કહેવાશે નહીં. પરંતુ બહારનાં મોટાં કામો એટલે વેપાર રોજગાર વગેરેમાં તેને સત્તા આપવાની જરૂર નથી, તોપણ તે વિદ્વાન શાણી તથા ડાહી હોય તો તેની યોગ્યતા પ્રમાણે તેને મિત્ર તરીકે ગણી સલાહ લેવામાં કાંઇ બાધ નથી. કેટલાક વિલાયતની પાર્લામેંટના મેંમ્બરો પણ પોતાની વિદ્વાન સ્ત્રીઓના મોટાં કામોમાં પણ અભિપ્રાય લે છે.

---

## સ્ત્રીઓને સૂચના.

તમારો ભરથાર નોકરીપરથી અથવા બહારથી ઘેર આવે, ત્યારે કદાચ તેનો ચહેરો બેચેની ભરેલો લાગે, તો તે વખતે તમારે ગભરાઇને તેની ખબર પુછવાની જરૂર નથી. કેમકે તેમ કરી નાહક માથું ફોડાવવું ઠીક નથી. જો જરૂર હશે તો તે તેની મેળેજ તેની તબિયત વિશે વાત કરવા માંડશે. વળી તમારે તેવે પ્રસંગે કાંઈ

ચેષ્ટા કરવી નહીં. પરંતુ જે થાય તે જોયાં કરવું; અને શાંત રહેવું. જો તે મૂગો બેઠો હોય અગર કાંઈ વિચારમાં ગરક થઈ ગયો હોય, તો તમારે કદી એમ ધારવું નહીં, કે તે તમારે સારૂંજ એમ બેઠો હશે. જ્યાં સુધી તેને વાત ચિત કરવાનું મન થાય નહીં, ત્યાં સુધી તે છો એકલો બેસી રહેતો. તમારે તો તે વખતે સીવવા વિગરેનું કામ હોય તે લઇ બેસવું. અને જ્યારે તે તમારી સાથે વાત કરવા આવે, ત્યારે તમારે તરતજ તમારૂં કામ પડતું મૂકવું.

તમારે કદી એવી તકરાર તો લાવવીજ નહીં, કે મારો સ્વામિ ન્યુસપેપર તથા પુસ્તકો બહુ વાંચ્યા કરે છે, ને પ્રથમની માફક મીઠી વાતો કરી અમે જે ગમ્મત કરતાં તે હવે જતી રહી. એવી મધુર વાતો તે તમારી સાથે કર્યાજ કરે, એમ ધારી તે પેપર કદી સંતાડશો નહીં, તેમજ તે છોકરાં પાસે નાંખી દેવડાવશો નહીં. જો છોકરૂં કમઅક્કલથી તે બહાર મુકી આવ્યું હોય, તો તમારે તેથી બેદરકાર નહીં થતાં ખુશ મિજાજથી તે ઘરમાં લાવીને મૂકવું. વિચાર કરો કે ન્યુસપેપર ન હોય તો માણસની શી વલે થાય? આજકાલ ન્યુસપેપર સુધારાનો સાથી છે, ને વિચાર કરો કે પુરૂષ યા સ્ત્રી ખરાબ ચાલની હોય તો ન્યુસપેપર વગર તેને આખા દેશાંતરમાં વગોવી યોગ્ય શિક્ષા કોણ અપાવશે? તમારે પણ તમારા ધણીની ગેરહાજરીમાં ગપ્પાં મારવાને બદલે, અગર આડોશી પાડોશીને ઘેર ભટકવાના કરતાં, ન્યુસપેપર અગર ચોપડીઓ વાંચવાની ટેવ પાડવી જોઇએ. અને તેમાંથી દેશની અગર પરદેશની ખબરો, અકસ્માત બનાવો, ઇત્યાદિ વિષે આર્ટિકલો તથા અધિપતિએ જે (લીડર) ખાસ વિષયો લખ્યા હોય,

તેપર ખાસ ધ્યાન આપી વાંચવા જોઇએ. બાદ તમારો ખાવિંદ પેપર વાંચવાને હાથમાં લે કે તરતજ તમે બોલી ઉઠો, કે હે પ્રિય-પતિ! હિંદુસ્થાનમાં આજકાલ રાહવટના બિલ બાબત શો ગડબડાટ મચી રહ્યો છે? અને મણીપુરમાં કેવું મોટું બંડ થયું છે? વળી આજકાલ મુંબાઈ જેવાં નગરોમાં વેપાર ધમધોકાર ચાલે છે. આવી આવી વાતો કરવા માંડશો, એટલે તમારો ખાવિંદ તેના કોમળ હ-સ્તમાં ગૃહણ કરેલું પેપર દોડગાઉ ફેંકી દેશે, અને જે ખબરો તેના વાંચવામાં આવી નહીં હોય, તે બધી એક ચિત્તથી તે શ્રવણ કર્યા કરશે. અને તમે કહી રહેશો એટલે એ તમને પૂછવા માંડશે, કે ત્યારે તમે પેલી યુરોપિઅન બાઈ બલુનમાં બેસી ભાવનગરમાં ઉડી હતી તે વિષય વાંચ્યો કે? પછી તમે તે વિષય વાંચ્યો હોય કે નહીં, તોપણ તમારે ધણીધણીઆણીને વાતો કરવાની બહુ રમુજ પડશે, અને પછી તમને ખબર પડશે કે તે ન્યુસપેપર જો તમે સારી રીતે વાંચ્યું હશે, તો તે તમારો મિત્ર થઈ પડશે, અને તમારા ભરથાર-ની સાથે બેસીને વાત કરવાને તમને જોઇએ તેવા વિષય મળી આવશે. આથી તમારા ધણીને પણ ઠીક મઝા પડે છે, અને મઝા-ની સાથે સહેજ નવા જુની સમાચાર મળે છે.

કદાચ તમને એમ લાગે કે તમારા નાથનો સ્વભાવ બદલા-એલો છે, અને હવે તે ખુશ મિજાજ રાખતો નથી, તેમ તેના સ્ને-હમાં પણ તફાવત લાગે છે, એમ જણાય તો તેમાં તમારી ભૂલ છે. કારણ કે આ દુનિયામાં તેને કેટલીબધી જંજાળ વળગી છે તેનો વિચાર કરો! છૈઆં, છોકરાં, તથા પોતાની અર્ધાંગના સિવાય

બીજી એવી શી વસ્તુ છે? કે જેને માટે તે હરેક પ્રકારનો ફાયદો મેળવવાને મશહુર રહે, અને દિવસે ચાલાક રહેવું પડે, અને રાત્રે નિરાંતે નિદ્રા આવે નહીં. આ બધાનું કારણ એજ છે કે તેના મનમાં એમ ધાસ્તિ રહે છે, કે મેં જેવી રીતે તેમને પાનાં ફુલાંમાં ઉછેર્યા છે, તથા ખાનપાન કરાવ્યાં છે, તે દૈવયોગે જતાં રહેશે તો તેમની તથા મારી શી વલેહ થશે? આવા વિચારમાં ને વિચારમાં તે દિલગીરીના દરિયામાં ડુબી જાય છે.

માટે હે શાણી અને સુજ્ઞ વનિતાઓ! તમે ખરાં કારણો સમજો, અને નાહક ખોટા વિચારો તમારા ખાવિંદ વિષે લાવશો માં.

## સરખે સરખાની સાથે સંબંધ.

જેઓની સાથે કામ પડતાં કોઈ પણ જાતની દહેસત રહેતી નથી, અને જ્યાં તાબેદારી અરસપરસ ઉઠાવવાની છે, ત્યાં તેવા શખ્સો સાથે સંબંધ રાખવામાં જેટલું સુખ છે તેટલું માતબરોની સાથે સંબંધ રાખવામાં નથી. કેટલાક તવંગર અને જુલ્મી પુરૂષો પોતાના કરતાં અધમ સ્થિતિના શખ્સોને હેરાન કરવામાં ખુશી માને છે. અને તેમ કરવાનું કારણ તેમના અભિમાન સિવાય બીજું કોઈ જોવામાં આવતું નથી. એક વખત ઈંગ્લાંડમાં કવીન મેરીના વખતમાં સ્પેનનો રાજા ફીલિપ જે તેનો ખાવિંદ થતો હતો, તેણે કેટલીક સરતોથી બંધાઇને તેણીના વારસનું વાલિપણું માગ્યું હતું. વળી તે વખતે તેણે એમ પણ કહ્યું હતું, કે તે સગીર બાળક મરી

જાય, કે પુખ્ત ઉમરનું થાય એટલે તેણે વાલિપણામાંથી દૂર થઇ તમામ વહીવટ સોંપીદેવો. તે વખતે રાજ્યમાં કર્તા હરતા પુરૂષો તે સરત કબૂલ રાખવામાં જતા હતા, એટલામાં કમનસીબે એવો સવાલ નીકળ્યો, કે રાજા તે સરત પ્રમાણે ન ચાલે, તો તેના ઉપર કોણ દાવો લાવશે ને કામ ચલાવશે ? આપરથી બધા વિચારમાં પડ્યા ને તે વાત ખરી લાગી, તેથી તેઓએ પછી તે રાજાની સાથે કાંઈ પણ કરાર કર્યો નહિ. મતલબ કે જે કામમાં કોઈપણ જાતની દાદ મળી શકે નહી તેવા કામમાં ગુંથાવવું નહીં.

## દુકાનદારને સૂચના.

કોઈ માણસ ભપકાબંધ લૂગડાં પેહેરીને ગાડીમાં બેસીને તમારી દુકાને આવ્યો હોય, તેને જેટલું માન આપો તેટલુંજ કોઇ સાદાં લૂગડાં પહેરીને ચાલતો આવ્યો હોય તેને આપજો. પેલા સાદા માણસને કદી મસ્કરીમાં ઉડાવશો નહીં. કેટલાક મૂર્ખ વેપારીઓને એવી મસ્કરી કરવાની બુરી ટેવ હોય છે. ચતુર અને વિવેકી વેપારીએ મધુર વચનથી તેને પણ સંતોષ કરવો, કે જેથી ફરીને તે તેની દુકાને ચાહીને આવે. જો કોઇપણ ગ્રાહકને જુદી જુદી ચીજો બતાવામાં તમને તસ્દી પડે તોપણ તમારે તેના ઉપર ચીડાઈ જવું નહીં, કારણ કે તેણે એકવાર માલ ખરીદ ન કર્યો તો બીજીવાર તો તે જરૂર કાંઇપણ ખરીદ કરશેજ. પણ જો તમે એકવાર તેના ઉપર દાંતીઆં કર્યાં હશે, તો તે તમારી દુકાને

ફરીને પગ મુકનાર નથી. વેપારીને સભ્યતા રાખવાથી બહુ ફાયદા હાંસલ થાય છે તે ખચીત સમજવું.

જે વેપારી ઘણો મીલનસાર અને શાંત સ્વભાવનો હોય, તેને હમેશાં પોતાના વેપારમાં સારો ફાયદો મળી શકે છે. કેમકે તે ગ્રાહકોનાં દિલ ખુશ રાખી શકે છે. યાદ રાખજો કે વેપારીની સઘળી પેદાશ પોતાના ગ્રાહકો ઉપર છે. જેની દુકાનેથી ગ્રાહકો અસંતોષી થાય છે, તેની દુકાનેથી તે ફરીથી માલ ખરીદ કરતા નથી. જેજે ચીજોની લોકોમાં ઘણી ખપત હોય તેતે ચીજો હમેશાં દુકાનમાં સીલકે રાખવી જોઇએ. જે ચીજોની ઝાઝી ખપત ન હોય, તે ચીજો દુકાનમાં રાખવાથી લાંબી મુદતની વ્યાજખાદ પડેછે, અને પરિણામે તે ચીજ જુની થાય છે, તો તેની બરોબર કીંમત ઉપજતી નથી. માટે હમેશાં ખપત પ્રમાણેજ માલ ખરીદ કરવો, અને ખરીધા બાદ તે લાંબી મુદત રાખી મૂકવો નહીં. લાંબી મુદતે લાંબો નફો ખાવા કરતાં ટુંકી મુદતે ટુંકો નફો ખાઈ માલ વેચી દેવો એ ઘણું સારૂ છે. વળી દુકાનદારે હમેશાં **પાન ચાલવણીનો** ધંધો રાખવો જોઇએ, એટલે દરેક ચીજપર દેખરેખ રાખવી, કે તે બગડે નહીં. વળી જેમ બને તેમ રોકડે પૈસેથી વેપાર કરવો, પણ ઉધારે માલ આપવાનો વહિવટ રાખવો નહીં. ને પોતાની દુકાનની શાખ પાડવી જોઇએ. તે એવી રીતે કે અમદાવાદમાં એક સાચામીઆની દુકાન છે, તે દુકાને માલની કીંમત પ્રથમથીજ ઠરાવી રાખેલી હોય છે. તે માલ કોઈ નાનું છોકરૂં લેવા જાય, કે કોઈ પુખ્ત ઉમરનો પુરૂષ લેવા જાય, તોપણ કિંમતમાં કદી ફેર પડે નહીં, તેમ તેના માલમાં

કદી દગો ફટકો પણ હોયજ નહીં, એટલે લોક તે જોયા વગર લાવે તોપણ ફિકર જેવું નહીં. જેની શાખ બંધાઈ ગઈ હોય છે તેનો માલ બહુજ ખપે છે. જેમકે ફેબરના હોલ્ડરો તથા સીસાપેનો સારાં ગણાય છે, તેથી તે બહુજ ખપે છે, ને ફેબરની કંપનીને બહુજ ફાયદો થાય છે તે શાખનાજ પ્રતાપ.

## દુકાનમાંથી માલ ખરીદવા વિષે.

તમે કોઈ વેપારીની દુકાને જાઓ, તે વખતે કોઈ ચીજ ખરીદ કરવાનો તમારો ઇરાદો હોય નહી, પરંતુ તેમાંથી કઇ વસ્તુ ખરીદ કરવી છે, તે નક્કી કરવાને જાત જાતની ચીજોનું ત્યાં અવલોકન કરો, તે વખતે તે દુકાનદારને તમારે ખુલ્લા દિલથી કહેવું, કે આ બધી ચીજોમાંથી જે પસંદ પડશે તે લઇશું, એવા ઇરાદાથી આ બધી વસ્તુઓ જોઇએ છીએ; તે ઉપરથી તે દુકાનદાર તમારા રૂબરૂ બધી ચીજો રજુ કરશે, કારણ કે તેને એમ આશા છે કે તમે તેમાંથી કાંઈ માલ ખરીદ કરશો, અથવા તમે ફરીને તેની દુકાને જશો. જે વસ્તુ ખરીદ કરવી ન હોય તે રજુ કરાવા નાહક તેને તસ્દી આપશો નહીં; એમ છતાં તેને તસ્દી આપો તો તેનો બદલો વાળવાને સૌથી સારો રસ્તો એ છે, કે તેની દુકાનમાંથી કાંઇપણ એવી ચીજ ખરીદ કરવી કે તે હમેશાં ઉપયોગી થઈ પડે.

વેપારીએ કોઈ ચીજની કિંમત કહી હોય તે પછી તેમાં વધઘટ કરીને કહેવાનો સિરસ્તો અગાઉ ચાલતો, પરંતુ હાલના જ-

માનામાં તે કેટલેક દરજ્જે બંધ પડયો છે. હાલના જમાનામાં તો કેળવાએલા વેપારાઓએ દરેક ચીજને માટે કીંમત ઠરાવેલીજ હોય છે, અને તેમાં જે આંક લખ્યો હોય તેથી ઓછું લેતા નથી. છતાં કેટલાક ગ્રાહકો એમ ધારે છે કે તે વસ્તુમાં કાંઇ ખોડખાંપણ કાઢીશું, અથવા તેની કિંમત જાસ્તિ છે એમ બોલીશું, અથવા આવી ચીજ બીજે ઠેકાણેથી સસ્તિ કિંમતે મળે છે એમ કહીશું, તો આપણને ફાયદો થશે. કાંઇપિણ ચીજ ખરીદ કરવામાં અથવા એવી હરેક બાબતમાં સત્ય બોલવાનો ટેક રાખવો જોઇએ. તમને વેપારીએ કહેલી કિંમત યોગ્ય લાગે તો પછી તે સસ્તિ કિંમતે માગવામાં શો ફાયદો છે? જે દુકાનમાં સસ્તો માલ વેચાતો હોય ત્યાં ખરેખરી સસ્તી કિંમતવાળી એકાદ બે વસ્તુઓ તમને મળી આવશે. પણ તે સારીને ટકાઉ ન હોય તો તે મોંઘી સમજવી. તમે અજાણ્યા શેહેરમાં ગયા હો તો કોઇને પૂછીને તે શેહેરમાં સારી સારી દુકાનોનાં નામ લખી લેવાં. એટલે તમે કોઇને સાથે રાખ્યા વગર ત્યાં જઇ શકશો. તમને છેતરાવાની દેહેસત લાગે તો તમારે કોઇ અનુભવી માણસને તમારી સાથે રાખવો.

દુકાનમાં તમે માલ ખરીદ કરતા હો, તે વખતે ઓચિંતા કોઇને મળો તો તેની સાથે લાંબી મુદત સુધી ત્યાં આગળ વાત કરવી નહીં. કેમકે જગોની તંગાશને લીધે બીજા ગ્રાહકોને બહાર ઉભા રહેવું પડે. વળી બીજા ગ્રાહકો માલ ખરીદ કરતા હોય તે વખતે તે માલ સારો છે કે નઠારો એવી ટીકા કરશો નહીં. તમારો તે બાબત મત પૂછવામાં આવે નહીં, ત્યાં સુધી તેમાં ડહાપણ કરવું

નહીં. તમે જે જે માલ ખરીદ કરો તે તે માલ સારો છે, કે નરસો, તે બાબત તમારે જે જે તપાસ કરવી હોય, તે બધી તપાસ તેની દુકાનમાંજ કરવી જોઇએ. અને સઘળો માલ પસંદ કર્યા પછી તેની કિંમત આપી ત્યાંથી ખસવું જોઇએ. ઘણી વખતે કેટલાક અજ્ઞાન માણસો ઉતાવળા ઉતાવળા માલ ખરીદ કરી તેનાં નાણાં દુકાનદારને ચૂકવી પોતાને મુકામે જાય છે, અને ત્યાં જઈ તે માલ જુએ છે તો તેમાં કાંઈ ખામી માલમ પડે છે, ત્યારે તેને બહુ પસ્તાવો થાય છે, અને વખતે દુકાનદારને ત્યાં બદલાવા જાય છે, તો તે બદલી આપતો નથી, તેથી તેની સાથે નાહક તકરાર કરવી પડે છે, માટે પ્રથમથીજ સાવચેતી રાખવી એ બહુ સારૂં છે.

## વસ્તુ ખરીદ કરતાં જમે ઉધાર.

ખરેખર સંસાર વ્યવહારની અંદર જે ચીજોની જરૂર છે, તે રોકડા નાણાથી ખરીદ કરવાથી જે ફાયદો થાય છે, તે બહુ અમૂલ્ય છે. કેમકે રોકડા નાણાં આપતી વખતે હૈએ વાગે છે, અને તેથી કરકસર કરવાનું મન થાય છે, અને કરકસર એ બીજો કમાઉ ભાઈ છે એ કહેવત પછી અનુભવથી ખરી લાગશે.

રોકડા નાણાથી કિફાયત અને સારી વસ્તુ મળે છે. જે વેપારીને નામામાં લપ્પન છપ્પન કરવી પસંદ નથી, તે તો કદી ઉધાર માલ આપતોજ નથી. જે વેપારી તમને ઉધાર માલ ધીરતો હોય તેના ઉપર તમે વિશ્વાસ રાખશો નહીં. ને જે તમારી

સાથે રોકડાં નાણાથી કામ પાડવા ઇચ્છે છે તેના વિષે કાંઈ ખોટું લગાડશો નહીં. કેમકે ઉધાર ધીરનાર તમારૂં નામ તેના ચોપડામાં દાખલ કરી તમને ભરોંસામાં નાંખી વહીવટ પાડી દે છે, ને પછી તમારી પાસેથી જાદે કીંમત લઈ અને હલકો માલ તમારે માથે મારીને ફાયદો હાંસલ કરે છે. અને રોકડ નાણું લેનાર વેપારી તો જાણે છે, કે તમારી સાથે રીતસર ચોખ્ખું કામ કરવાથી તમારી ઘરાગી બંધાવાની હશે તો બંધાશે. વળી કરકસર બાબત એક બીજો વિચાર કરવાનો છે, તે એ કે જે વસ્તુનું તમારે કામ ન હોય તે સોંઘી મળતી હોય તો પણ તે લેશો નહી. અને અમુક ચીજો અમુક મોસમમાં સોંઘી મળે છે, તે ઉપર વિચાર કરી અમુક મોસમમાં તે ખરીદ કરવી.

## કરકસર.

કરકસરીઓ માણસ કંજુસ કહેવાય નહીં. કેમકે કરકસરીઓ માણસ જે કામ કરે તે થોડા ખર્ચથી કરે, ને તેમાં ઘણો બિગાડ થાય નહીં એવી રીતે કરકસરથી કરે. પણ કંજુસ માણસ ધન વીગેરે બચાવાના અતિ લોભથી જરૂરી કામ પણ કરતો નથી, અને કદાચ કરે તો તે ઘણા સંકોચને લીધે ઘણી ખરાબ રીતે કરે. કંજુસ માણસનો હેતુ તો પેટ બાળીને પૈસા સંગ્રહ કરવાનો હોય છે, અને કરકસરીઆ માણસનો હેતુ તો ફક્ત બિગાડ થતો અટકાવવાનો હોય છે. કરકસર એ એક કમાઉ દીકરો કહેવાય છે, ને તે

એક જાતનો સદ્‌ગુણ છે. કરકસરીઆ માણસની ખુબી એ છે, કે તેઓ પાસે પૈસો હોય છે ખરો, છતાં તે નકામું ખર્ચ કરી ખરચી દેતા નથી, અને જે વસ્તુ લીધી હોય તે વિવેકથી કેળવીને વાપરે છે. પણ અલક ફલક કરતાં નથી. ગમે તે સ્થિતિમાં આપણે હોઇએ તો પણ કરકસર એ ગુણ ઘણો જરૂરનો સમજી તે ગ્રહણ કરવો જોઇએ.

સ્ત્રીઓ ઘણું કરીને કરકસરવાળી હોય છે. અને જેઓની સ્ત્રીઓ ઉડાઉ હોય છે તે કેવી દુર્દશામાં આવી પડે છે? જ્યારે પૈસાદાર લોકોમાં કરકસરનો ગુણ નહીં હોવાથી તેઓ દુઃખ પામે છે, તો સાધારણ સ્થિતિના લોકમાં તે ન હોય તો તેમની શી વલેહ થાય? કેટલાક પુરૂષો તથા સ્ત્રીઓ ગરીબ હાલતમાં હોવા છતાં, તે હાલત છુપાવાને ઉડાઉપણાથી નકામી સારી સારી વસ્તુઓ ખરીદ કરે છે. જે સ્ત્રી એવી રીતે ઉડાઉ સ્વભાવની હોય, તેને તથા તેના ધણીને કોઇ પણ જાતનું સુખ તથા શાંતિ મળતી નથી, અને તેમની મીલકતના પણ ફનાફાતીઆ થાય છે. સ્ત્રીઓએ કરકસરથી ખર્ચ ચલાવવો જોઇએ.

## દ્રવ્ય સંગ્રહ.

દ્રવ્ય મેળવવાનું તથા એકઠું કરી રાખી મૂકવાનું દરેક વ્યવહારિક મનુષ્યને મન થાય છે. ઉદ્યોગથી દ્રવ્ય મેળવવું તથા ઉપયોગી, ખુબસુરત, અને કીમતી ચીજો ઘરમાં વસાવવી, તે દરેક માણસની ફરજ છે. બીજા કોઇનો ઉપર જુલમ કર્યા વગર, અથવા કોઇનો હક ડુબાવ્યા વગર, યોગ્ય હુન્નર, તથા ઉદ્યોગથી દ્રવ્ય સંપાદન કરવું

વાજબી છે. એટલુંજ નહીં પણ તે મેળવવુંજ જોઇએ એમ દરેક શખ્સે ઉમેદ રાખવી. પ્રમાણિકપણાથી તથા બીજાના હક જાળવીને પૈસાદાર થવું, તે સ્તુતિપાત્ર છે. વળી યોગ્ય અને વાજબી સાધનથી જીંદગીની જાહોજલાલી ભોગવવાને જરૂરીયાત વસ્તુઓ જોઇએ તે દરેકને મેળવવાને હક છે. પણ અન્યાયથી, લોભથી, તથા ગરીબ ગરબાંને કચરવાથી, તથા નાની મોટી લુટફાટ કરવાથી, યાતો વેપાર રોજગારમાં દગા ફટકાથી દ્રવ્ય પ્રાપ્ત કરવું, તે ન્યાયથી તથા ધર્મથી ઉલટું છે. જેની પાસે વસુ નથી તે પશુ સમાન છે, અને ગરીબ સ્થિતિમાં આબરૂ રાખવી બહુ કઠીણ છે. તેવી સ્થિતિમાં કોઇવાર તેઓને એવાતો ભારે ગુનાહ કરવા પડે છે, કે તેના તવંગરને કદી સ્વપ્નમાં પણ નહિ આવ્યાં હોય. તાલેવન થવું સહેજ નથી. કાંતો અન્યાયથી થવાય, કે કાંતો વારસો મળવાથી થવાય. કે કાંતો પછી નશીબદાર હોય તો ઓચિંતો કોઇ કામમાં નફો મળવાથી થવાય. માણસને દ્રવ્યનો સંગ્રહ પોતાની વૃદ્ધાવસ્થામાં ઘણો ઉપયોગી થઈ પડે છે. કેમકે એવી વખતે જ્યારે પોતાને પુત્રાદિક સંતતી રળીને ખવરાવનારી હોતી નથી, અથવા કદાપિ સંતતી હોય છે, તો તે દ્રવ્ય પ્રાપ્ત કરી શકે એવી હોતી નથી, તો તેવી વખતે પોતાની પાસે દ્રવ્યનો સંગ્રહ હોય છે, તો પોતાની અશક્તિના વખતમાં ગુજરાનને માટે તે અતિ ઉપયોગી થઈ પડે છે. અને એવી વખતે દ્રવ્યનો સંગ્રહ હોતો નથી તો ઘણીજ વિપત્તિ વેઠવી પડે છે, અને પોતાની જુવાનીના ઉડાઉપણાની કે આળસુ રીતભાત સંભારી મનમાં ઘણો ખેદ પેદા થાય છે. માટે દરેક મનુષ્યે ધડપ-

ણની અશક્તિના વખતના નિર્વાહને માટે તરૂણ વયમાં જે કાંઈ ર-
ળાય તેમાંથી પોતાનું ગુજરાન નિભાવી કાંઈક પણ બચાવવું જોઇ-
એ. નહીંતો પશુમાં ને તેનામાં કાંઈ પણ ફેર સમજવો નહી. વળી
દ્રવ્ય સંગ્રહ ઘડપણમાં આનંદ ઉપજાવી નિર્વાહ કરાવે છે. જેણે
કાંઈ પણ દ્રવ્યનો સંગ્રહ કર્યો નથી, તેણે આ જગતમાં આવી કાંઈ
પણ કમાણી કરી નથી. બલકે તેનું જીવતર ફોકટ સમજવું.

## ઉછીતુ માગવા બાબત.

જે વસ્તુની તમારે ઘણી જરૂર પડતી હોય, તે કોઇની પાસેથી
માગીને ઉછીતી લેવા કરતાં ખરીદ કરવી વધારે દુરસ્ત છે. કારણ
કે તે પછી તમારી પાસે હમેશાં રહી શકે છે, તથા તે મરજી મુજબ
તમે વાપરી શકો છો, અને પછી કોઇની પાસે માગી સપાડુ ચઢા-
વાની જરૂર પડતી નથી. તેમજ વળી તે માગીને લાવ્યા પછી તે
સાચવવાને જે કાળજી રાખવી પડે છે, તે કાળજી રાખવાની જરૂર
રહેતી નથી. એમ છતાં તમારે કોઈ પણ વસ્તુ ઉછીતી માગવી
પડે, તો પછી તેનું કામ થઈ રહે કે તરતજ તે પાછી જેની હોય
તેને સોંપવી, અને ગમે તેમ થાય તોપણ તે વસ્તુ તેના માલિકને
પહોંચાડ્યા સિવાય બીજા કોઇને તે પરભારી આપવી નહીં. કદાપિ
તે વસ્તુ ખોવાઈ હોય, અથવા બગડી હોય, ને એવી વસ્તુ મળી શ-
કતી હોય, તો તે નવી લાવીને તેના માલિકને આપવી, કેમકે તે
બગડ્યાને માટે અથવા ખોવાયાને માટે માફી માગો તે ચાલે નહીં.

વળી પારકી ચોપડી માગી લાવ્યા હો તો તેના ઉપર પૂઠું ચઢાવવું, અને તે વાંચતી વખતે તેમાં પેનસિલથી અથવા સહીથી કાંઈ નિશાન કરવાં નહીં, અથવા તેમાં કાંઈ ટીકા ( નોટ ) કરવી નહીં. જો તે ચોપડી તમારી પોતાની હોય તોપણ તેમાં જેમ બને તેમ પેનસિલના પણ ઓછાં નિશાન કરવાં.

વળી કોઈનું ચોપાનીયું વાંચવા લાવ્યા હો તો તે જીવની પેઠે સાચવવું, કારણ કે તે ખોવાયા પછી મળી શકતું નથી, તેથી તેનો ગુટકો બાંધતાં આંક ખુટે છે ને પછી આખી ચોપડી ખાંડી થાય છે. તે પ્રમાણે ન્યુસપેપર પણ જેનું લાવ્યા હો, તે વાંચી રહ્યા પછી તરતજ જેનું હોય તેને પાછું આપવું જોઇએ. સબબ તેના માલિકને તે ફાઇલ કરવુ હોય.

કોઈ માણસ પાસેથી નાની નાની રકમો કકડે બચકે ઉછીતી લેવાની ટેવ દૂર કરવી, કેમકે તે નાની રકમો આપવાને ભૂલી જવાનો સંભવ છે. તોપણ સામો માણસ તો એમ જાણે કે તમે તે જાણી જોઇને બદ દાનતથી આપતા નથી. ઘરાણું અને લૂગડાં તો બનતાં સુધી કદી પણ ઉછીતાં માગવાં નહીં. લગ્ન પ્રસંગે કદાપિ ઘરાણું માગવાની ઘણીઅગત્ય પડે તો તે ચોકસીને ઘેર અંકાવીને માગી લાવવું જોઇએ, કે તે, વખતે ખોવાય તો તેની કિંમત આપતાં કોઈનું દિલ દુભાય નહીં. પરંતુ લૂગડાં તો ગમે તેવે પ્રસંગે પણ નહી માગવાં તેજ સારૂં છે, કેમકે તેમાં વખતો વખત ડાઘ પડવાનો ઘણો સંભવ છે. ઘણી અગત્ય હોય તો ભાડે લાવવાં સારાં છે.



## ભેટ.

જો કોઈ શખ્સ તમને ભેટ બદલ કાંઈ ચીજ મોકલે, તો તે સ્વિકાર્યા બાદ તે ભેટ મોકલનારને તમે જણાવો કે "તે ખુશીથી અમે સ્વિકારી છે, અને તે સારી રીતે ઉપભોગ કરવામાં લીધી છે." તમને કાંઈ પણ શિરપાવ યા ભેટ મોકલવામાં આવે, કે તરતજ તમારે તે બાબત ઉપકાર માનવા બદલ તે મોકલનાર ઉપર ચીઠ્ઠી લખવી જોઇએ, અને કદી તેની કીંમત પૂછવી નહીં, તેમ તે ક્યાંથી લાવ્યા તે પણ પૂછવું નહીં. કોઈ વસ્તુ તમને ખાસ કામમાં વાપરવા આપી હોય તો તે તેવાજ કામમાં વાપરવી, પણ તે કોઇને આપી દેવી નહીં. ગૃહસ્થ માણસને કાંઈ નવાઇની ચીજ હોય તોજ તે ભેટ તરીકે મોકલવી, પણ સાધારણ હોય તો તે મોકલવાની જરૂર નથી.

---

## છોકરાંની ટેવ.

જો તમારાં છોકરાંને ગપ્પાં મારતાં તથા કોઇની નિંદા કરતાં શીખવવું હોય, તો તે જ્યારે કોઈ મંદિરમાંથી, અથવા કોઇને ત્યાં મળવા ગયા હોય ત્યાંથી, અથવા કોઈ બીજી જગોએ તમારા સિવાય ગયાં હોય ત્યાંથી, તેઓ પાછાં આવે એટલે તમારે તેમને પુછવું કે લોકોએ શું શું પહેર્યું હતું? તથા તે કેવા દેખાતા હતા? ને તે બધા શું કરતા હતા? તથા ત્યાં તે કેવી કેવી વાતો કરતા હતા?

જો એમાં કાંઇ વખોડવા જેવું હોય તો તમે તેમનાં સાંભળતાં વખોડજો, અને વખાણવા જેવું હોય તો વખાણજો. એટલે તેઓ બીજીવાર પાછાં બહાર જાય કે તરતજ ત્યાંથી તેઓ તમારે સારૂં કાંઈ નવા જુની સમાચાર લાવ્યા વગર રહેશે નહીં, અને પછી તેઓ વાતો કરવા માંડશે, એટલે તેમાં મીઠું મરચું એવું તો ભભરાવશે કે તેમની વાતોમાં તમને બહુ રસ પડશે, અને તેમાં અચંબો પામી તે બાબત જાદે સ્વાલ પૂછવાનું તમને મન થશે. છોકરામાં જીજ્ઞાસા તો પ્રથમથીજ હોય છે. ને તે આમ કરવાથી વધે છે. પણ સારાં કામ જાણવાને તે ઉમેદ રાખે, ને તે તરફ તેમનું મન દોરવાય તો તે પ્રફુલ્લીત તથા જ્ઞાનથી ભરપુર થાય, પણ નકામી બાબતો જાણવાથી કાંઈ ફાયદો થતો નથી.

## ઘર ભાડે રાખવા બાબત સૂચના.

તમારી પેદાશના પ્રમાણમાં ઘરનું ભાડું હોવું જોઇએ. કારણ કે ચઢેલું ભાડું આપ્યા વિના છુટકો નથી. ભાડાનો આંકડો નક્કી કર્યા પછી તેટલીજ રકમથી સૌથી સારૂં ઘર મળે, તો તે લેવાની તજવીજમાં રહેવું. અને તે ભાડે રાખતી વખતે નીચે મુજબ તપાસ કરવી.

જે પોળમાં રહેવાનું ઠરે તે તનદુરસ્તિવાળી છે કે નહીં. જ્યાં સંચા હોય ત્યાં રહેવું નહિ કેમકે ત્યાં ખરાબ હવા આવે છે. ભેજવાળી તથા નીચાણ હોય એવી જગોમાં, તથા જ્યાં મોરીઓ,

જળાશય, અથવા ગ્યાસ કહાડવાનું કારખાનું હોય ત્યાં ઘર ભાડે રાખવું નહીં. જ્યાં ઘર ભાડે રાખવાનું ઠરે, ત્યાં પાણી મળી શકશે કે નહીં તેની પણ તપાસ કરવી જરૂરની છે. ઘરમાં સૂર્યના કિરણ તથા દક્ષણાદો પવન આવવો જોઇએ.

તમારી દુકાન કે ઓફિસથી તે કેટલે દૂર જોઇએ તે પણ ધ્યાનમાં લેવું જોઇએ. ઘણું કરીને તે દુકાન તથા બજારથી દૂર હોવુ જોઇએ નહીં. પછી જોવું કે તે બરાબર રીતે મરામત કરાવેલું છે કે નહીં. તથા બારી બારણાં તથા જાળીઓ આખાં છે કે કેમ? તેમજ ધુમાડીયાં તથા ચણીઆરાં વિગેરેની ખાત્રી કરી લેવી, તથા તમારા પહેલાં રહેનાર ભાડવાતે તે ઘરનો તમામ વેરો આપ્યો છે કે નહીં? તથા તમે જેની પાસેથી તે ભાડે રાખો છો તે તેનો મૂળ માલીક છે, કે ઘરધણીનો આડતીઓ છે, કે તે ખુદ ભાડવાતજ છે, તે બધાની ચોકસાઇ કરવી.

ઉપરની બાબતોનો ખુલાસો મળે નહીં ત્યાં સુધી ભાડાચીઠ્ઠીમાં સહી કરવી નહીં. તમારા ઘરમાં શોભા વધારવાને જે વસ્તુઓ ખરીદ કરવી હોય તે ખરીદવામાં બધું નાણું વાપરી દેશો નહીં. પછી તે નાણું ગમે તો થોડું હોય કે વધારે હોય. કોઇપણ વસ્તુની ખુબ સુરતી તથા સસ્તી કિંમત જોઇ તે ખરીદવામાં લલચાવું નહીં. આ બાબત ડોકટર ફ્રેંકિલનની નીચે મુજબ શિખામણ છે.

જે વસ્તુનો આપણને ખપ ન હોય તે સોંઘી ન સમજવી. અનુભવ ઉપરથી માલમ પડશે કે તમારા કુટુંબમાં શી શી વસ્તુની જરૂર છે? જો તમે બધા પૈસા પ્રથમથી અવિચારપણે ખરચી દેશો,

તો તમને પાછળથી માલમ પડશે કે જે વસ્તુની તમારે જરૂર નથી, એવી ઘણી ચીજો ખરીદ કરી રાખી છે. અને હવે તમારે જે વસ્તુની જરૂર છે, તે લેવાને તમારી પાસે પૈસા નથી. જો તમારી પાસે તમારા હોદ્દાને લાયક હોય, એવી વસ્તુ ખરીદ કરવાને પૂરતું અથવા વધારે નાણું હોય, તોપણ તે બધું ખરચી દેવું જોઇએ નહિ. જેમ બને તેમ સલૂકાઇથી વિવેકની સાથે વસ્તુઓ ખરીદ કરવા માંડો. કેમકે જેમ જેમ દોલત વધે છે, તેમ તેમ વૈભવ પણ વધે છે. પણ પછી તે વૈભવ ઘટે છે તે વખતે બહુ અગવડ ભરેલું લાગે છે. માટે ખપ જેટલી વસ્તુઓ વસાવવી. તે થોડી હોય તોપણ તે ગોઠવવામાં ચતુરાઇ રહેલી છે. પોતાની પેદાશ કરતાં વધારે ચીજો ખરીદ કરી, ઘરમાં ભપકો તથા ઠાઠ રાખવો તે પરથી ખોટો ઢોંગ જણાય છે, ને તેથી તેવાને સારા આબરૂદાર દોસ્ત મળતા નથી, તેમ તેવાની ઇજ્જતને પણ એબ લાગે છે.

## ધ્યાન આપવા લાયક એક બે વાતો.

જો તમને કાંઈ કામ સોંપવામાં આવે, ને તેમાં તમે વાકેફગાર ન હો, તોપણ તે માથે લેવાની ના પાડશો નહીં, કારણ કે તત્કાળ ના પાડવાથી સામાના મનપર જે ખરાબ અસર થાય છે, તેના કરતાં કોઈ પ્રસંગ ઉપર તમારી આવડ ઓછી માલમ પડવાથી ઓછી ખરાબ અસર થાય છે. વળી તમે કોઇની ભૂલ પકડો તે વખત તે સામો માણસ તે કબુલ કરે ત્યાં સુધી તેને બતાવશો

નહીં, કેમકે કદાપિ તમે તે ભૂલ ખોટીજ કાઢી હોય, ને જ્યારે તે કાઢેલી ભૂલ ખોટી ઠરે ત્યારે તમારા વિષે એમ ધારવામાં આવે કે તમે ઢઢ્ઢા છો, ને કાંઈ આવડતું નથી. સારાંશ કે ભૂલ સામાને મોંઢે કબુલ કરાવવી, તે કેવી રીતે કરાવવી તે નીચેના દાખલાપરથી સમજાશે.

વાણિયા ઘણું કરીને શાણા અને થોડુબોલા હોય છે. એકવાર રાજાના દરબારમાં કાંઈ પ્રસંગોપાત વાત નીકળેલી, તેના સંબંધમાં લડિઆએ રાજાને કહ્યું, કે વાણીઆ બહુ શાણા હોય છે, ને તે મગનું નામ મરી પણ કહે નહીં, તેપરથી રાજાએ તે જોવાને એક વાણીઆને બોલાવ્યો, ને હાથેળીમાં મગ લઈ પૂછ્યું કે અલ્યા આ શું હશે? ત્યારે પેલો વણીક હસીને કાલુ કાલુ બોલવા લાગ્યો, કે રાજાધિરાજ એનું નામ ચોપડામાં લખ્યું હોય તે ખરૂં, એમ કહીને ગુમાસ્તાને એકદમ ત્યાંથી પોતાની દુકાનેથી એક ચોપડો લેવા મોકલ્યો, તે ગુમાસ્તો ચોપડો લાવ્યો એટલે શેઠે એક પાનું ઉઘાડ્યું, ને જ્યાં મગ શબ્દ લખ્યો હતો તે વાંચવાને રાજાને કહ્યું, એટલે રાજાએ તે વાંચીને કહ્યું કે એતો મગ છે, ત્યારે વાણીઆએ કહ્યું કે તમારી હાથેળીમાં પણ તેજ છે. મતલબ કે વાણીઓ જાતે એક શબ્દ પણ બોલ્યો નહીં, ને રાજા પાસેજ તે શબ્દ કહેવરાવ્યો. તેમ કોઈ પણ ભૂલ સામાને મોંઢેજ કહેવરાવવી પણ પોતે કહેવી નહીં.

---

## કોઇને સુધારવાની રીત.

જો તમારા કુટુંબનું અથવા ઓળખાણનું માણસ વ્યસની

અગર દુરાચારી હોય, તો તમે તેને રૂબરૂમાં મોંઢામોંઢ કહીને જેટલી અસર ઉપજાવો છો, તેના કરતાં ત્રાહિત રીતે ટપ્પો મારવાથી વધારે સારી અસર ઉપજાવી શકો છો. કેમકે જ્યાં સુધી પાંદડાનો પણ પડદો રહે છે, ત્યાં સુધી તે આપણી આમન્યા તથા શરમ રાખે છે. પણ તેના મનમાં એમ આવે છે કે આપણે તેના દુર્ગુણથી વાકેફ છીએ, તો પછી તેવા દુર્ગુણ આપણી નજર આગળ પણ કરતાં તેઓ આંચકો નહીંજ ખાય. માટે અવસ્ય ઉપર મુજબ પાંદડાનો પણ પડદો હોય ત્યાં સુધી સુધરવાની કાંઇક આશા રહે તે નીચેની વાતથી જણાશે.

એક ગૃહસ્થનો છોકરો નઠારી સોબતે ચઢયો હતો. તે વાત તેનો બાપ જાણે પણ તેને કાંઈ કહે નહીં. પણ બીજી રીતે ઉપાયો તે લેતો હતો ખરો. તે દરમિયાન તે છોકરો તેના બાપની દુકાન આગળ થઇને જતો હતો, ત્યારે તેનો બાપ તેને દેખે નહીં એવા ઇરાદાથી મોં આગળ આડું પીંછુ ધરીને જવા માંડ્યું. તે તેના બાપે દીઠું; તે પરથી તેના મનમાં એમ આશા થઈ કે આ છોકરામાં હજુ શરમ છે ખરી, ને તે હદપાર ગયો નથી, માટે તે સુધરશે ખરો. કેટલીક મુદતે તે છોકરો વગર કહે દૈવયોગે સુધર્યો.



## ગુપ્ત વાતો.

ગુપ્તવાતો ચાહન ન થાય તેને માટે સાવધ રહેવું, સબબ જે વગર વિચારે એવી વાતો બહાર પાડે તો તે બીજી વાતો પણ

ગુહ્ય રાખવાને પાત્ર ગણાશે નહીં. તમને જે વાત ગુપ્ત રાખવાનું કહેવામાં આવ્યું હોય, તે તમારો જીવ જાય તોપણ તે કોઇને કહેવી નથી. તે કહી દેવાથી જે માણસે તમને વાત કહી હોય, તેને નુકશાન થાય એટલુંજ નહીં, પણ તેથી તમારો પણ તોલ થાય છે. અને સર્વ માણસો તમને ધિક્કારી તમને કોઈ દિવસ કાંઈ પણ છાની વાત કરશે નહી. વળી પોતાના છાના વિચાર પણ કોઇને કહેવા નહી. જેવાં કે તમે કોઈ પુસ્તક રચવાનો વિચાર કર્યો હોય, અથવા કોઈ પણ વ્યાપાર કરવાનો ઇરાદો કર્યો હોય, તે જ્યાં સુધી પાર પડે નહીં ત્યાં સુધી બહાર પાડવો મુનાસબ નથી, કેમકે બહાર પાડવાથી બીજાને તેનો ફાયદો લેવાની તક મળે છે, તથા તે ઇરાદો બર ન આવે તો તમારી હાંસી થાય છે. માટે મન બહુ મોટું રાખવું, ને તે અછકલું રાખવું નહીં કે નીચેની કહેવત લાગુ પડે.

કહેવત છે કે “બિલાડીના પેટમાં ખીર ટકે તો ગાંયજાના પેટમાં વાત ટકે.”

ઘણું કરીને આ કહેવત સ્ત્રીઓને બહુ લાગુ પડી શકે છે, કેમકે તેમના પેટમાં વાત રહેતી નથી, અને સુજ્ઞ જનો તો છાની વાતો સ્ત્રીઓને કહેતા નથી, ને જેઓ કહે છે તેની વાત બહાર પડે છે તે નીચેની વાતપરથી જણાશે.

## દૃષ્ટાંત.

કોઈ એક રાજાની કચેરી ભરાઇ હતી, તે વખતે વાતેવાતમાં એવી વાત નીકળી કે સ્ત્રીઓનો સ્વભાવ એવો છે કે તેમના પેટમાં

વાત ટકે નહિ, અને તે કોઇવાર પોતાના પ્રિય પતિનું પણ માથુ કપાવે. તે સાંભળી રાજાના એક વણિક કારભારીએ તે બાત ખરી છે કે ખોટી તેનો અનુભવ કરવાને નિશ્ચય કર્યો, ને પછી ઘેર ગયો. બાદ તે એક દિવસ રાજાના ૫ વરસના કુંવરને ઘરાણાં ગાંઠાં સહીત બગીમાં બેસાડીને રાજાથી પણ છાનો ફરવા લઇ ગયો; પછી એક એકાંતમાં મકાન હતું તેમાં તે કુંવરને સારૂ સારૂં ખાવાનું આપી રમત ગમતમાં વલગાડી બે ત્રણ દીવસ રાખ્યો, તે દરમિયાન પોતે બજારમાંથી એક તડબુચ લઇ કાપીને માંહીથી પાણી નીકળે ને અંદરનો રતાશ ભરેલો ગલ બારિક રૂમાલમાંથી દેખાય એવી રીતે તેમાં બાંધીને રાતને પહોર પોતાને ઘેર લઈ ગયો. તે વખતે પેલા કુંવરના દાગીના પણ તેની પાસેજ હતા. તે તેની સ્ત્રીને બતાવીને કહ્યું કે હું આ રૂમાલમાં રાજાના કુંવરનું માથું કાપી લાવ્યો છું, ને આ દાગીના તેના છે; તે માથું તથા દાગીના પેટીમાં મૂકું છું, તે કોઇને બતાવીશ નહીં, તથા આ વાત કોઇને કહીશ નહીં. તે સ્ત્રીએ કહ્યું બહુ સારૂં. પછી પેલો કારભારી દરબારમાં ગયો તો વાત સાંભળી કે કુંવર સાહેબ ખોવાયા છે, એટલે પછી પોતે કારભારીના ધર્મ પ્રમાણે તપાસ કરાવા લાગ્યા પણ કાંઇ પત્તો ખાધો નહીં, એવામાં રાજાને કાને એમ વાત ગઇ કે તે કારભારીએજ છોકરો ઉડાવ્યો છે. આ વાતની ખાત્રી કરવાને તે કારભારીના દુશ્મનોએ તેની બૈરીને ફોડી એટલે તે બૈરીએ અથથી તે ઇતિ સુધી તમામ વાત કહી દીધી. પછી પેલા કારભારીના દુશ્મનો રાજા પાસે ગયા ને કહેવા લાગ્યા કે ખુદ કારભારીના ઘરમાંજ કુંવરનું કાપેલું માથું

તથા દાગીના છે. તેપરથી કારભારીને ઘેર જાસી મૂકીને તપાસ કર્યો તો પેટીમાંથી માથાને બદલે તડબુચ્ચુ નીકળ્યું. રાજા અચંબો પામી કારભારીને પૂછવા લાગ્યો કે આશું કૌતક છે? ત્યારે તેણે વિગત વાર બધી વાત કહીને રાજા સાહેબને ખાત્રી કરી આપી કે સ્ત્રીઓના પેટમાં વાત ટકવી મુશ્કેલ છે. મેં ફક્ત મારી સ્ત્રીનું પારખું જોવાને આ તતંગ કર્યું છે. કુંવર સાહેબને મેં એક શુશોભિત મકાનમાં રાખ્યા છે, ને તે ખુશી આનંદમાં છે. પણ આતો તે દિવસે દરબારમાં સ્ત્રીના અછકલા મન વિષે વાત થઇ હતી, તેનો આ પ્રત્યક્ષ દાખલો મેં તમને બતાવ્યો. રાજા આથી ખુસી થયો ને કારભારીએ ઘેર જઇ પોતાની સ્ત્રીને બહુ ધિક્કારી ને ત્યારથી સ્ત્રીના અછકલા મન વિષે ખોટો અભિપ્રાય બંધાયો.

## પોષાકનું ઉડાઉપણું.

જુવાન માણસોને પોશાકમાં પૈસા બહુ ઉડાવાની ટેવ હોય છે, તે ટેવ તેઓએ દૂર કરવી જોઇએ. સારાં સારાં ભપકાબંધ લૂગડાં પેહેરી શરીર સોભાવાની ટેવ ધિક્કારવા જોગ મગરૂબીથી પડે છે. એવાં શુશોભિત વસ્ત્ર ધારણ કરતાં તેમના મનમાં એમ આવે છે, કે પોળ પાડાના બધા લોક ચાલતી વખતે તેમના સામું જોઇ રહેશે, અને તેથી તેઓ અંજાઈ જઈ તેમના વિશે સારૂ અનુમાન બાંધશે. પણ આ તેમનું ધારવું બહુ ભૂલ ભરેલું છે. સમજુ માણસો તો તેમનાં લૂગડાં જોઇને કાંઇપણ વિચાર બાંધશે નહીં. પ-

રંતુ જેઓ તેમના જેવાજ મગરૂબી ભરેલા વિચારથી એવાં લુગડાં પહેરતા હશે તેઓ તો તરત મનમાં સમજી જઈ ક્યાસ બાંધશે કે તેઓ ફોકટ રોફ બતાવાને એવો પોશાક પહેરે છે. અને એવા લોકો પછી તેમનાપર અદેખાઇ કરે છે તથા ધિક્કારે છે. આવી રીતે તિરસ્કારને પાત્ર થવાં કરતાં યુવાન પુરૂષોએ તેમના હોદ્દા અને આબરૂને અનુસરીને લૂગડાં પહેરવાં જોઇએ. બહારના બપકાથી ફાયદો હાંસલ થશે એમ ધારવામાં તેમની ચુક છે. અક્કલ, હુશિઆરી, અને લાયકીથીજ માણસને માન મળે છે ને ફાયદો થાય છે. કેટલાક મુર્ખ જુવાનીઆ તો વળી સ્ત્રિઓને રોફ બતાવવાને સારાં ઉમદા લૂગડાં પહેરે છે, પણ જે સ્ત્રિઓ ઉંડા વિચારની હોય છે, તે ઉલટી તેમની પરિક્ષા કરે છે, અને એવા શખ્સો આછકલા છે એમ તેમનામાં તર્ક ઉઠી આવે છે.

## સંસારિક સૂચના.

પ્રથમ તો સત્ય બોલવું, વ્યસનથી વિરક્ત રહેવું, નિયમસર કામ કરવાની ટેવ રાખવી, વહેલા ઉઠવું, ખંત રાખવી એટલે કોઈ કામમાં મંડ્યાને મંડ્યા રહેવું, ઉડાઉપણું દૂર કરવું. પોતાનું વચન પાળવું અને તનદુરસ્તિ સાચવવી.

બીજું.—અહંકૃતિ રાખવી નહીં, કોઇનું અપમાન કરવું નહીં, મિઠાશથી વાત કરવી, તમને જો અગવડ પડે એવું ન હોય તો કોઇની ઉપર ઉપકાર કરવો પરંતુ "ઘરનાં છોકરાં ઘંટી ચાટે ને

ઉપાદીઆને આટો" એ કહેવતને અનુસરીને તમારૂ કામ પડતું મૂકીને બીજાનું કરવા જશો નહીં.

ત્રીજું.—તમારી પેદાશના પ્રમાણમા તમારૂ દીલ ખુશ થાય એવી વસ્તુઓ વસાવી તમારૂ મકાન સૂશોભિત રાખો. કોઇની સાથે કામ પાડતાં પહેલાં તેની વર્તણુંકથી વાકેફ થાઓ. અને તેની સાથે પ્રથમ એકવાર કામ પડ્યું હોય તો તે વખતે તે પ્રમાણીકપણે વર્ત્યો હતો કે નહીં તે ધ્યાનમાં રાખવું. કોઇપણ ચીજ ખરીદ કરતી વખતે હોંશીઆરી, ચાલાકી, તથા માનસાફ રાખવી, અને તમે માલ ખરીદવામાં માહિતગાર છો એમ ડોળ રાખવાથી વહેપારી તમને છેતરતાં સંકોચાશે, અને સોદો કટ લઇને બનશે. બજારમાં તથા મેળામાં ઝાઝુ રખડવું નહીં. કોઈ ઠેકાણે ગરીબાઇના રોદણાં રોશો નહીં. તેમજ દ્રવ્યની મગરૂબી કરશો નહીં, નીચની સોબત કરવી નહીં. છુટા કાગળો ફાઇલ કરવા. અને હિસાબ રોજનો રોજ લખવો. હમેશાં કામની ચીજો ઠેકાણેજ મુકવી, કે તે જોઇએ તે વખતે મળી આવે, ને ફાંફાં મારવાં પડે નહીં. જે કામ જે વખતે કરવાની જરૂર છે તે તેજ વખતે કરવું. પણ મુલતવી રાખવું નહીં. વહેલા સુવું ને વહેલા ઉઠવું. આટલા વચનો યાદ રાખવાથી જરૂર ફરો મળશે.



# અગાઉથી આશ્રય આપનાર ગ્રાહકોના નામ.

| | નામ. | ઠામ. | નકલો. |
|---|---|---|---|
| ૧ | હીઝહાઇનેસ ધી રાવ ઑફ્ કચ્છ તરફથી<br>રા. રા. છોટાલાલ શેવકરામ. | ભુજ. | ૫૦ |
| ૨ | શેઠ મણીભાઈ પ્રેમાભાઈ. | અમદાવાદ. | ૩૦ |
| ૩ | શેઠ જમનાભાઈ ભગુભાઈ. | ,, | ૨૫ |
| ૪ | શેઠ ચીનુભાઇ માધુભાઇ. | ,, | ૨૧ |
| ૫ | શેઠ શંભુપ્રસાદ બેચરદાસ. | ,, | ૨૦ |
| ૬ | શેઠ સારાભાઈ મગનભાઈ કરમચંદ. | ,, | ૨૦ |
| ૭ | રા. રા. મેઘાભાઈ ઊતેલીઆના કારભારી. | ,, | ૨૦ |
| ૮ | રા. રા. મંગળદાસ ગીરધરભાઈ. | ,, | ૧૧ |
| ૯ | વ. દેસાઇભાઈ કાળીદાસ. | ,, | ૧૦ |
| ૧૦ | શેઠ ત્રીકમલાલ વાડીલાલ. | ,, | ૧૦ |
| ૧૧ | શેઠ. ગીરધરલાલ ભવાનીદાસ. | ધોળકા. | ૧૦ |
| ૧૨ | તાલુકદાર બાપુમીઆં શેરમીઆં. | ,, | ૧૦ |
| ૧૩ | વ. પરશોતમરાય મનસુખરાય. | ,, | ૧૧ |
| ૧૪ | વ. નાથાભાઈ છગનલાલ. | ,, | ૧૦ |
| ૧૫ | રા. સા. મણીશંકર લજ્જાશંકર. | ,, | ૧૦ |
| ૧૬ | વ. છોટાલાલ કાળીદાસ. | ,, | ૧૦ |
| ૧૭ | શેઠ જહાંગીરજી પેસતનજી. | અમદાવાદ. | ૬ |

| | નામ. | ઠામ. | નકલો. |
|---|---|---|---|
| ૧૮ | શેઠ ચીમનલાલ નગીનદાસ. | અમદાવાદ. | ૫ |
| ૧૯ | ઝવેરી ભોગીલાલ તારાચંદ. | ,, | ૫ |
| ૨૦ | શેઠ બાલાભાઈ દામોદરદાસ. | ,, | ૪ |
| ૨૧ | શેઠ નવરોજજી પેસતનજી. | ,, | ૪ |
| ૨૨ | શેઠ ફરામજી પેસ્તનજી. | ,, | ૪ |
| ૨૩ | રા. રા. ત્રીકમલાલ દામોદરદાસ. | ,, | ૨ |
| ૨૪ | રા. રા. વરજરાય સાકરલાલ. | ,, | ૨ |
| ૨૫ | રા. રા. કેશવલાલ મોતીલાલ. | ,, | ૨ |
| ૨૬ | રા. રા. સોમેશ્વર નારાયણજી. | ,, | ૩ |
| ૨૭ | શેઠ મગનલાલ ઠાકરસી. | ,, | ૨ |
| ૨૮ | રા. રા. પ્રાણશંકર નરોતમ. | ,, | ૨ |
| ૨૯ | શેઠ મણીલાલ રણછોડદાસ | ,, | ૧ |
| ૩૦ | પુંજાભાઈ શેઠ. | ,, | ૧ |
| ૩૧ | રા. સા. કીશ્ન–રાવ નરસિંહ માવલનકર. | ,, | ૧ |
| ૩૨ | શેઠ ત્રીકમલાલ જમનાદાસ. | ,, | ૧ |
| ૩૩ | રા. સા. હરદેવરામ અનોપરામ. | ,, | ૧ |
| ૩૪ | રા. રા. મગનલાલ હરીલાલ. | ,, | ૧ |
| | (રા. સા.) બહેચરલાલનો ચિ. | ,, | |
| ૩૬ | શેઠ નથુભાઈ સાંકળચંદ. | ,, | ૧ |
| ૩૭ | રા. રા. કૃસ્નલાલ. લલ્લુભાઈ. | ,, | ૧ |
| ૩૮ | શેઠ માણેકલાલ નવલખા. | ,, | ૧ |

| | નામ. | ઠામ. | નકલો. |
|---|---|---|---|
| ૩૯ | રા. રા. ત્રીભોવનદાસ બાપાલાલ. | ,, | ૧ |
| ૪૦ | રા. રા. નીલકંઠરાય ડાહ્યાભાઈ. | ,, | ૧ |
| ૪૧ | રા. રા. ચીમનલાલ કપુરચંદ. | ,, | ૧ |
| ૪૨ | રા. બા. રણછોડલાલ કપુરચંદ. | ,, | ૧ |
| ૪૩ | શેઠ જેકશન જેઠાલાલ. | ,, | ૧ |



# શુદ્ધિપત્ર.

---

| | અશુદ્ધ. | શુદ્ધ. | પાનું. | લીટી. |
|---|---|---|---|---|
| ૧ | કદ્રપો | કદ્રૂપો | ૧ | ૫ |
| ૨ | જવાથી | જમવાથી | ૧૯ | ૧૫ |
| ૩ | માણુસો | માણસો | ૩૩ | ૧૧ |
| ૪ | વતવાની | વર્તવાની | ૩૫ | ૯ |
| ૫ | હોય | હો | ૩૬ | ૧૦ |
| ૬ | નકામ; | નકામા | ૩૮ | ૯ |
| ૭ | વત | વાત | ૪૨ | ૩ |
| ૮ | મકવામાં | મૂકવામાં | ૪૬ | ૧ |
| ૯ | તેજ | તેમજ | ૫૦ | ૧૮ |
| ૧૦ | સમજ | સમજફેર | ૬૨ | ૭ |
| ૧૧ | કવિધનું | કવિનું | ૭૬ | ૪ |
| ૧૨ | સાધે | સાથે | ૮૩ | ૨ |
| ૧૩ | સરા | સારા | ૧૧૨ | ૧૨ |

---*---

## સરટીફીકેટ.



At the request of Mr. Manilal I have read some of his essays he is going to publish. In my opinion the selection and treatment of subjects is good. The style is good and simple. The book will no doubt be useful and instructive to the general public and particularly to school boys.

AHMEDABAD
1st. Feb. 1892.



Sd./ LALSHANKER
UMIASHANKER.



## જાહેર ખબર.



પ્રાસ્તાવિક બોધ નામનું પુસ્તક નીચે બતાવેલા ઠેકાણેથી મળશે.

અમદાવાદમાં—કાળુપર ભોઈવાડાની પોળમાં

પા. ગોરધનદાસ દલપતરામ પાસેથી.